# વિવિધ વિષય સંગ્રહ

: સંપાદક :

પૂજ્યપાદ પ્રવર્તક મુનિમહારાજશ્રી
**દીપચંદજી મહારાજ.**



બિદડા, નાગલપુર તથા ભાડીઆની
શ્રાવિકાઓના આર્થિક સહાયથી
છપાવી પ્રસિદ્ધ કરનાર

: પ્રકાશક :

**મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ**
દોશીવાડાની પોળ,
અમદાવાદ.

વીર સં. ૨૪૬૭ | વિ. સં. ૧૯૯૭ | સન ૧૯૪૧

**મૂલ્ય : પઠનપાઠન.**

॥ શ્રીકુશલચંદ્રસૂરીશ્વરસદ્‌ગુરૂભ્યો નમો નમઃ ॥

# શ્રી વિવિધ વિષય સંગ્રહ

પ્રવર્તિનિ સાધ્વી લબ્ધીશ્રીજીના શિષ્યા કનકશ્રીજી
તથા જગતશ્રીજીના સદુપદેશથી—શા ટોકરસી ગેલાભાઇ
તથા શા. ભીમસી કુંવરજી નેણસી તથા શા.
નથુ ચાંપુભાઈ તથા શા. વીરજી કુંવરજી
તથા શા. નેણસી મૂલજી તથા પાઠશાળાન
શ્રાવીકાઓ વિગેરેની આર્થિક સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ

દોસીવાડાની પોળ—અમદાવાદ.


પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૬૭ વીક્રમ સંવત ૧૯૯૭ સન ૧૯૪૧

મૂલ્ય પઠન પાઠન

મુદ્રક—હીરાલાલ દેવચંદ શાહ. "શ્રી શારદામુદ્રણાલય"
પાનકોરનાકા, જુમામસીદ સામે—અમદાવાદ.

## આ ગ્રંથ છપાવવામાં આર્થિક સહાય કરનારના નામો.

| નકલો | નામ | ગામનું નામ |
|---|---|---|
| ૩૭૫ | શા. ટોકરસીભાઇ ગેલાની વિધવા રાજબાઇએ પોતાના પતિના સ્મરણાર્થે. | નાગલપુર |
| ૧૯૦ | શા. કુંવરજી નેણુસીની વીધવા નાથીબાઇ પોતાના પતિ તથા સુપુત્ર ભીમસીના સ્મર્ણાર્થે. | કચ્છના નાભાડીઆ |
| ૧૫૦ | શા. નથુ ચાંપુની વિધવા કુંતાબાઇના ,, | કચ્છ બીદડા |
| ૧૬૬ | શાળાના મંડલની શ્રાવીકા વર્ગ તરફથી | કચ્છ બીદડા |
| ૭૫ | શા. વીરજી કુંવરજીની વિધવા મઠાંબાઇ પોતાના પતિના સ્મરણાર્થે. | કચ્છ બીદડા |
| ૪૪ | શા નેણુસી મૂલજીની વિધવા હીરબાઇ પોતાના પતિના સ્મરણાર્થે. | કચ્છ નના ભાડીઆ |

આ ચોપડી કોઇપણ ભાઇએ તથા બ્હેને રખડતી ન મૂકવી તેમ આશાતના ન કરવી.

સુજ્ઞ વિવેકી ધનાઢ્ય જનો આવા પુસ્તકો વાંચી આવી નામાવલી વાંચી પોતાના ધનનું સદ્વ્યય કરી જ્ઞાનના પુસ્તકો છપાવી જનતાને જ્ઞાનમય બનાવે.

# અનુક્રમણીકા

## ॥ શ્રી ગૌતમસ્વામીનો લઘુ રાસ ॥

શ્રીવસુભુઇપુતો, માયાપુહવીય કુચ્છિસંભુઓ; ગણધારઇંદભૂઈ, ગોયમગુત્તો સુહંદિસઓ ॥૧॥ રયણ વિહાણે થયો પ્રભાત, ગૌતમ સમરૂં જગવિખ્યાત; ઋદ્ધિ વૃદ્ધિ જસ મહિમા ઘણી, પયસેવે ધરણીના ધણી ॥૨॥ ગૌતમસ્વામી લબ્ધીનિધાન, ગૌતમસ્વામી નવેનિધાન સુરગોતરૂમણિ ગૌતમ નામ, જેવો નામ તેવો પરિણામ ॥૩॥ ગુબ્બર ગામ જન્મનો ઠામ, ગૌતમતણાં કરે ગુણ ગ્રામ; સહુ અલોય બાલા પય લગે, ભટ્ટ ચટ્ટ બહુલા ઓલગે ॥૪॥ ગૌતમ ગિરૂઓ ગુણભંડાર, કલા બહુતેર પામ્યો પાર; ચઉદહ વિદ્યા જિણઅભ્યસી, જાગતજ્યોત જીસિ મન વસિ ॥૫॥ વીરજિણ ચઉદહ સહસ શીશ, તેમાહિ પહેલો સુજગીશ; તસુપય વંદુ નામુ શીશ, આશ ફલે મનની નિશદિસ ॥૬॥ ગીતારથ પદવીના ધણી, સુરીશ્વરજસુમહીમાં ઘણી;ગૌતમ મંત્ર સદા સ્મરંત, તતક્ષણ વિદ્યા સહપુરંત. ॥૭॥ તનપ્રણામું વચને સંથવું, એક ચિત્ત ચિત્તે ચિંતવું; શ્રીગૌતમ ગણધરનો નામ,મહિમા મોટો ગુણમણિ ધામ ॥૮॥ ઉઠંતા બેઠંતા સહી, પંથ ચાલતાં હૈડે ગ્રહી; ગૌતમ ગૌતમ કહેતાં મુખે, સહુય કાર્ય તે સિજે સુખે ॥૯॥ ગૌતમ નામે આરતિ ટલે, ગૌતમ નામે વંછિત ફલે; ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે પાવે ભોગ ॥૧૦॥ ગૌતમ નામે નાસે વ્યાધ ગૌતમ નામે પરમસમાધ; ગૌતમ નામે દુર્જન દૂર, ગૌતમ નામે હર્ષ ભરપૂર ॥૧૧॥ ગૌતમ નામે હયધયવાર, ગૌતમ નામે સુલખણ નાર; ગૌતમ નામે સુગુણ સુપુત્ર, ગૌતમ નામે સહુયે મિત્ર ॥૧૨॥ ગૌતમ નામે ઓચ્છવ હોય. ગૌતમ નામે ન પરાભવ કોય; ગૌતમ નામે મંગલતૂર, ગૌતમનામે કુરકપૂર ॥૧૩॥ ગૌતમનામે જયસંગ્રામ ગૌતમ નામે તુઠે સ્વામ; ગૌતમ નામે ન છીપે પાપ, ગૌતમ નામે ટલે સંતાપ; ગૌતમ નામે વિનય વિવેક, ગૌતમ નામે લાભ અનેક ॥૧૪॥ ગૌતમ નામે ન છીપે પાપ, ગૌતમ નામે ટલે સંતાપ; ગૌતમ નામે ખપે સવિકર્મ, ગૌતમનામે હોય શિવસર્મ ॥૧૫॥ ઘણુંઘણું હવે કહિયે કિશ્યું, થોડે તુમે જાણજો ઇસ્યું;ગૌતમ સમરંતા જાગિએ, જે લહિયે તે તે માગીયે ॥૧૬॥

કલશ–ઇત્થં ગૌતમ સંસ્તુતિ સુવિહિતા ચંદ્રેણ પાર્શ્વાદિના,
ભક્તિ સ્ફીત મુદાલયેન ગણ ભૂત્પાદાં બુરૂટ ચંચુના;
ચેતસ્યા સ્મરણં પ્રભાત સમયે કુર્વંતિ યંગાત્મકા,
સ્તેનિત્યં મનસ સમાહિતફલં સદ્યો લભંતે તરાં. ॥૧૭॥

# શ્રી વિવિધ વિષય સંગ્રહ

## મંગલાચરણ.

ૐ પરમેષ્ટિ નમસ્કારં, સારં નવપદાત્મકં ॥
આત્મરક્ષાકરં વજ્ર-પંજરાય સ્મરામ્યહં ॥૧॥
ૐ નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં ॥
ૐ નમો સવ્વસિદ્ધાણં, મુખે મુખપટાંબરં ॥૨॥
ૐ નમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની ॥
ૐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દ્દઢં ॥૩॥
ૐ નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે ॥
એસો પંચ નમુક્કારો, શિલાવજ્રમયીતલે ॥૪॥
સવ્વપાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિઃ ॥
મંગલાણં ચ સવ્વેસિં, ખાદિરંગારખાતિકા ॥૫॥
સ્વાહાંતં ચ પદં જ્ઞેયં, પઢમં હવઇ મંગલં ॥
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણં ॥૬॥
મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની ॥
પરમેષ્ઠિપદોદ્ભૂતા, કથિતા પૂર્વસૂરિભિઃ ॥૭॥
યશ્ચૈનાં કુરુતે રક્ષાં, પરમેષ્ઠિપદૈઃ સદા ॥
તસ્ય ન સ્યાદ્ ભયં વ્યાધિરાધિશ્ચાપિ કદાચન ॥૮॥

# સવાસો ગાથાનું શ્રી સીમંધર સ્વામીનું સ્તવન.

## ઢાળ પહેલી

એક દિન દાસી દોડતી—એ દેશી.

સ્વામિ સીમંધર વીનતિ, સાંભલો માહરી દેવ રે; તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવ રે. ાાસ્વામી સીમંધર વીનતિ. ાા ૧ ાા કુગુરૂની વાસના પાશમાં, હરિણ પરે જે પડ્યા લોક રે; તેહને શરણ તુજ વિણ નહીં, ટલવલે બાપડા ફોક રે. ાાસ્વામિ૦ ાા ૨ ાા જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે; લૂંટે તેણે જન દેખતાં, કિહા કરે લોક પોકાર રે. ાાસ્વામિ૦ ાા ૩ ાા જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરે તેહ રે; એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહ રે. ાા સ્વામિ૦ ાા ૪ ાા કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલ રે; દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એહ જગ શૂલ રે. ાાસ્વામિ૦ાા ૫ ાા અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે; પરમ પદનો પ્રગટ ચોરથી, તેહથી કેમ વહે પંથ રે. ાા સ્વામિ૦ ાા ૬ ાા વિષય રસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂ મદપૂર રે; ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યો દૂર રે. ાા સ્વામિ૦ાા ૭ ાા કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે; જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. ાાસ્વામિ૦ ાા ૮ ાા કોઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદ રે; ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહીં મંદ રે. ાાસ્વામિ૦ાા ૯ ાા બહુ મુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસ રે; ઢુંઢતા ધર્મને તે થયા, ભમર જેમ કમલની વાસ રે. ાાસ્વામિ૦ાા ૧૦ ાા

## ઢાળ બીજી

રાગ ગોડી, ભોલીડા હંસા રે વિષય ન રાચીએ એ--દેશી.

એમ ઢુંઢતાં રે ધર્મ સોહામણો, મિલિઓ સદ્દગુરૂ એક; તેહને સાચો રે મારગ દાખવે, આણી હ્રદય વિવેક. ॥ શ્રી સીમંધર સાહેબ સાંભલો. ॥ ૧૧ ॥ પર ઘરે જોતાં રે ધર્મ તુમે ફરો, નિજ ઘરે ન લહો રે ધર્મ; જેમ નવિ જાણે રે મૃગ કસ્તુરીઓ, મૃગમદ પરિમલ મર્મ. ॥શ્રી૦॥ ૧૨ ॥ જેમ તે ભૂલો રે મૃગ દિશિ દિશિ ફરે, લેવા મૃગમદ ગંધ; તેમ જગ ઢુંઢે રે બાહિર ધર્મને, મિથ્યાદષ્ટિ રે અંધ. ॥શ્રી૦ ॥ ૧૩ ॥ જાતિ અંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ; મિથ્યાદષ્ટિ રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. ॥શ્રી૦॥ ૧૪ ॥ આપ પ્રશંસે રે પરગુણ ઓળવે, ન ધરે ગુણનો રે લેશ; તે જિનવાણી રે નવી શ્રવણે સુણે, દિએ મિથ્યા ઉપદેશ. ॥શ્રી૦॥ ૧૫ ॥ જ્ઞાન પ્રકાશે રે મોહ તિમિર હરે, જેહને સદ્દગુરૂ સૂર; તે નિજ દેખે રે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. ॥શ્રી૦॥ ૧૬ ॥ જેમ નિર્મલતા રે રતન સ્ફટિક તણી, તેમ જે જીવ સ્વભાવ; તે જિન વીર રે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ. ॥શ્રી૦ ॥ ૧૭ ॥ જેમ તે રાતે રે ફુલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ; પાપ પુણ્યથી રે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ. ॥શ્રી૦॥ ૧૮ ॥ ધર્મ ન કહીએ રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ; પહેલે અંગેરે એણી પરે ભાખીયું, કરમે હોએ ઉપાધિ. ॥શ્રી૦॥ ૧૯ ॥ જે જે અંશે રે નિરૂપાધિપણું, તે તે જાણો રે ધર્મ; સમ્યગ્દષ્ટિ રે ગુણઠાણા થકી, જાવ લહે શિવશર્મ. ॥શ્રી૦॥ ૨૦ ॥

એમ જાણીને રે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ; પર પરિણતિથી રે ધર્મ ન છાંડીએ, નવિ પડીએ ભવકૂપ. ॥શ્રી૦ ॥ ૨૧ ॥

## ઢાળ ત્રીજી

હવે રાણી પદમાવતી—એ દેશી.

જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું; તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું. આતમ તત્ત્વ વિચારીએ. ॥ ૨૨ ॥ આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ; આતમ જ્ઞાને તે ટલે, એમ મન સદ્દહીએ. આતમ૦ ॥ ૨૩ ॥ જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો; નિર્વિકલ્પ ઉપયોગમાં, નહિં કર્મનો ચારો. આતમ૦ ॥ ૨૪ ॥ ભગવઈ અંગે ભાખીઓ, સામાયિક અર્થ; સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ, આતમ૦ ॥ ૨૫ ॥ લોકસાર અધ્યયનમાં સમક્તિ મુનિ ભાવે; મુનિભાવજ સમક્તિ કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. આતમ૦ ॥ ૨૬ ॥ કષ્ટ કરો સંજમ ધરો ગાળો નિજ દેહ; જ્ઞાન દશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. આતમ૦ ॥ ૨૭ ॥ બાહિર યતના બાપડા, કરતાં દૂહવાયે; અંતર જતના જ્ઞાનની, નવિ તેણે થાયે. આતમ૦ ॥ ૨૮ ॥ રાગ દ્વેષ મલ ગાલવા, ઉપશમ જલ ઝીલો; આતમ પરિણત આદરી, પર પરિણિત પીલો. આતમ૦ ॥ ૨૯ ॥ હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધિ; ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ. આતમ૦ ॥ ૩૦ ॥ બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે; અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે. આતમ૦ ॥ ૩૧ ॥ ચરણ હોય લજ્જાદિકે,

નવિ મનને ભંગે; ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આતમ૦ ॥ ૩૨ ॥ અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુ મલ તોલે; મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આતમ૦ ॥ ૩૩ ॥ હું કરતા પર ભાવનો, એમ જેમ જેમ જાણે; તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આતમ૦ ॥ ૩૪ ॥ પુદ્‍ગલ કર્માદિક તણો, કરતા વ્યવહારે, કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે. આતમ૦ ॥ ૩૫ ॥ કર્તા શુદ્ધ સ્વભાવનો, નય શુધ્ધે કહીએ; કર્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આતમ૦ ॥ ૩૫ ॥

## ઢાળ ચોથી

વીરમતિ પ્રીતિ કારણી—એ દેશી.

શિષ્ય કહે જો પર ભાવનો, અકર્તા કહ્યો પ્રાણી; દાન હરણાદિક કેમ ઘટે, કહે સદ્‍ગુરૂ વાણી. શુધ્ધ નય અર્થ મન ધારીએ. એ આંકણી. ॥ ૩૭ ॥ ધર્મ નવિ દિએ ન વા સુખ દિએ, પર જંતુને દેતો, આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. શુદ્ધ૦ ॥ ૩૮ ॥ જોગ વશે જે પુદ્‍ગલ ગ્રહ્યા, નવિ જીવનાં તેહ; તેહથી જીત્ર છે જૂજૂઓ, વલી જૂજૂઆ દેહ. શુદ્ધ૦ ॥ ૩૯ ॥ ભક્ત પાનાદિ પુદ્‍ગલ પ્રતે, ન દિએ છતિ વિના પોતે; દાન હરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ૦ ॥ ૪૦ ॥ દાન હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે; દિએ હરે તું નિજ રૂપને; મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ॥ ૪૧ ॥ અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે; જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે, શુદ્ધ૦ ॥ ૪૨ ॥ શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માયા; તેટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમ રાયા. શુદ્ધ૦ ॥ ૪૩ ॥

પર તણી આશ વિષ વેલડી, ફૂલે કર્મ બહુ ભાંતિ; જ્ઞાન દેહને કરી તે દહે, હોએ એક જે જાતિ. શુદ્ધ૦ ॥ ૪૪ ॥ રાગ દોષે રહિત એક જે, દયા શુધ્ધ તે પાલે; પ્રથમ અંગે એમ ભાખીયું, નિજ શક્તિ અજુઆલે ॥ શુદ્ધ૦ ॥ ૪૫ ॥ એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાષે; જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ૦ ॥ ૪૬ ॥ જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારેઃ નિજ દયા વિણુ કહો પર દયા, હોએ કવણુ પ્રકારે, શુદ્ધ૦ ॥ ૪૭ ॥ લોક વિણુ જેમ નગર મેદની, જેમ જીવ વિણુ કાયા; ફોક તેમ જ્ઞાન વિણુ પર દયા, જિસી નટ તણી માયા ॥ શુદ્ધ૦ ॥ ૪૮ ॥ સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ; તેહથી મુનિ વમે મોહને, વલી અરતિ રતિ શોગ. શુદ્ધ૦ ॥ ૪૯ ॥ સૂત્ર અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી; તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી. શુદ્ધ૦ ॥ ૫૦ ॥ આતમરામ અનુભવ ભજો, તજો પર તણી માયા; એહ છે સાર જિન વચનનો, વલી એ શિવ છાયા. શુદ્ધ૦ ॥ ૫૧ ॥

## ઢાળ પાંચમી

પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત—એ દેશી.

એમ નિશ્ચય નય સાંભળીજી, બોલે એક અજાણુ; આદરશું અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખાણુ; સોભાગી જિન સીમંધર સુણો વાત. એ આંકણી. ॥ ૫૨ ॥ કિરિયા ઉથાપી કરી જી, છાંડી તેણે લાજ; નવિ જાણે તે ઉપજે જી, કારણુ વિણુ નવિ કાજ. સો૦ ॥ ૫૩ ॥ નિશ્ચય નય અવલંબતાં જી, નવિ જાણે તસ મર્મ; છોડે જે વ્યવહારને જી, લોપે તે જિન

ધર્મ. સો૦ ॥ ૫૪ ॥ નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરી જી, પાલે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશે જી, ભવ સમુદ્રનો પાર. સો૦ ॥ ૫૫ ॥ તુરંગ ચઢી જેમ પામીએ જી, વેગે પુરનો પંથ; માર્ગ તેમ શિવનો લહે જી, વ્યવહારે નિર્ગ્રન્થ. સો૦ ॥ ૫૬ ॥ મહોલ ચઢતાં જેમ નહિં જી, તેહ તુરંગનું કાજ; સફલ નહિં નિશ્ચય લહે જી, તેમ તનુ કિરિયા સાજ. સો૦ ॥ ૫૭ ॥ નિશ્ચય નવિ પામી શકે જી, પાલે નવિ વ્યવહાર; પુણ્ય રહિત જે એહવા જી, તેહનો કુણ આધાર. સો૦ ॥ ૫૮ ॥ હેમ[1] પરીક્ષા જેમ હુએ જી, સહત હુતાશન[2] તાપ; જ્ઞાન દશા તેમ પરખીએ જી, જિહાં બહુ કિરિયા વ્યાપ. સો૦ ॥ ૫૯ ॥ આલંબન વિણુ જેમ પડે જી, પામી વિષમી વાટ; મુગ્ધ પડે ભવકૂપમાં જી, તેમ વિણુ કિરિયા ઘાટ. સો૦ ॥ ૬૦ ॥ ચરિત ભણી બહુ લોકમાં જી, ભરતાદિકનાં જેહ; લોપે શુભ વ્યવહારને જી, બોધિ[3] હણે નિજ તેહ. સો૦ ॥ ૬૧ ॥ બહુ દલ દીસે જીવનાં જી, વ્યવહારે શિવયોગ; છીંડી તાકે પાધરો જી, છોડી પંથ અયોગ. સો૦ ॥ ૬૨ ॥ આવશ્યકમાંહે ભાખિયો જી, એહજ અર્થ વિચાર; ફ્લ સંશય પણુ જાણતાં જી, જાણી જે સંસાર. સો૦ ॥ ૬૩ ॥

## ઢાળ છઠ્ઠી.

ઋષભનો વંશ રયણાયરૂ–એ દેશી.

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારો રે; મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે. ॥ ૬૪ ॥ તુજ વિણુ ગતિ નહીં જંતુને, તું જગ જંતુનો દીવો રે;

---

૧ સુવર્ણની ૨ અગ્નિનો તાપ. ૩ સમકિત.

જીવીએ તુજ અવલંબને, તું સાહિબ ચિરંજીવો રે. તુજ૦ ॥૬૫॥ જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારો રે; તેહ જ બુધ બહુ માનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. તુજ૦ ॥ ૬૬ ॥ જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવ પારો રે; અંધ પરંપરા બાંધીઓ, તેહ અશુદ્ધ આચારો રે. તુજ૦ ॥ ૬૭ ॥ શિથિલ વિહારીએ આચર્યાં, આલંબન જે કૂડાં રે; નિયત-વાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાં રે. તુજ૦ ॥ ૬૮ ॥ આજ ન ચરણ છે આકરૂં, સંહનનાદિક દોષે રે; એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષે રે. તુજ૦ ॥ ૬૯ ॥ ઉત્તર ગુણમાંહે હીણડા, ગુરૂ કાલાદિક પાખે રે; મૂલ ગુણે નહિ હીણડા. એમ પંચાશક ભાખે રે. તુજ૦ ॥ ૭૦ ॥ પરિગ્રહ ગ્રહ વશ લિંગીયા, લેઇ કુમતિ રજ માથે રે; નિજગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ ન નાથે રે. તુજ૦ ॥ ૭૧ ॥ નાણ રહિત હિત પરિહરી, નિજ દંસણ ગુણ લૂંસે રે; મુનિજનના ગુણ સાંભલી, તેહ અનારજ રૂસે રે. તુજ૦ ॥ ૭૨ ॥ અણુ સમ દોષ જે પરતણો, મેરૂ સમાન તે બોલે રે; જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું ખોલે રે. તુજ૦ ॥ ૭૩ ॥ સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલા રે; તે અતિ નિબિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાલા રે. તુજ૦ ॥ ૭૪ ॥ પામર જન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકો રે; જૂઠ કહે મુનિ વેષ જે, તે પરમારથ ચૂકયો રે. તુજ૦ ॥ ૭૫ ॥ નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિવેષે પ્રવર્તે રે; ગૃહ યતિ ધર્મથી બાહેરા. તે નિર્ધન ગતિ વર્તે રે. તુજ૦ ॥ ૭૬ ॥ સાધુ ભક્તિ જિન પૂજના,

દાનાદિક શુભ કર્મ રે; શ્રાવક જિન કહ્યો અતિ ભલો, નહિ મુનિ વેષ અધર્મ રે. તુજ૦ ॥ ૭૭ ॥ કેવલ લિંગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધ રે; આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરૂદ્ધ રે. તુજ૦ ॥ ૭૮ ॥

## ઢાળ સાતમી

આગે પૂરવ વાર નવાણું-એ દેશી.

જે મુનિ વેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણ-હીણા જી; તે પણ મારગ માંહે દાખ્યા, મુનિગુણ પક્ષે લીણા જી; મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપે જી, વંદે જીવ વંદાવે મુનિને, આપ થઇ નિજરૂપે જી. ॥ ૭૯ ॥ મુનિગુણ રાગે પૂરા શૂરા, જે જે જયણા પાલે જી; તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણાં ટાલે જી; આપ હીનતા જે મુનિ ભાખે, માન સાંકડે લોકે જી; એ દુર્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકે જી. ॥ ૮૦ ॥ પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગપખ્ખી જી; એ ત્રણે શિવ મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખી જી; શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયા જી; ગૃહિ યતિલિંગ કુલિંગે લખીએ, સકલ દોષના દરિયા જી. ॥ ૮૧ ॥ જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખે જી; અનુક્રમે ગુણશ્રેણિનું ચડવું, તેહજ જિનવર દેખે જી; જે પણ દ્રવ્ય ક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવે જી; શુક્લ બીજની ચંદ્રકલા જેમ, પૂર્ણ ભાવમાં આવે જી. ॥ ૮૨ ॥ તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણી જી; ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ,

મહાનિશીથે વાણી જી, એ વ્યવહાર નયે મન ધારો, નિશ્ચય નય મત દાખ્યું જી; પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવ ચરણ નવિ ભાખ્યું જી. ॥ ૮૩ ॥

## ઢાળ આઠમી ( ચોપાઇની દેશી. )

અવર એક ભાખે આચાર, દયામાત્ર શુદ્ધ જ વ્યવહાર; જે બોલે તેહ જ ઉત્થાપે, શુદ્ધ કરૂં હું મુખ ઈમ જપે. ॥ ૮૪ ॥ જિનપૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર; નવિ જાણે ઉતરતાં નઈ, મુનિને જીવદયા કયાં ગઇ. ॥ ૮૫ ॥ જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી; તો વિધિજોગે જિનપૂજના, શિવકરણ મત ભૂલો જના. ॥ ૮૬ ॥ વિષયારંભ તણો જ્યાં ત્યાગ, તેહથી લહીએ ભવજલ તાગ; જિનપૂજામાં શુભ ભાવથી, વિષયારંભ તણો ભય નથી. ॥ ૮૭ ॥ સામાયિક પ્રમુખે શુભભાવ, યદ્યપિ લહિએ ભવજલ નાવ; તો પણ જિનપૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર. ॥ ૮૮ ॥ આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી; દાન માન વંદન આદેશ, તો તુજ સબલો પડયો કલેશ, ॥ ૮૯ ॥ સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય; જે કારણ જિનગુણ બહુમાન જે અવસરે વરતે શુભ ધ્યાન. ॥ ૯૦ ॥ જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી; છ કાયાનાં રક્ષક હો વલી, એહ ભાવ જાણે કેવલી. ॥ ૯૧ ॥ જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા; પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ॥ ૯૨ ॥ તો મુનિને નહિ કિમ

પૂજના, એમ તું શું ચિંતે શુભમના; રોગીને ઔષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ॥૯૩॥

**ઢાળ નવમી** ( પ્રથમ ગોવાલા તણે ભવેજી-એ દેશી. )

ભાવ સ્તવ મુનિને ભલો જી, બેઉ ભેદે ગૃહી ધાર; ત્રીજે અધ્યયને કહ્યો જી, મહાનિશીથ મઝાર. સુણો જિન તુજ વિણ કવણ આધાર. ॥૯૪॥ વલી તિહાં ફલ દાખિયું જી, દ્રવ્ય સ્તવનું રે સાર; સ્વર્ગ બારમું ગેહિને જી, એમ દાનાદિક ચાર. સુણો૦ ॥૯૫॥ છઠ્ઠે અંગે દ્રોપદી જી, જિન પ્રતિમા પૂજેય; સૂરિયાભ પરે ભાવથી જી, એમ જિન વીર કહેય. સુણો૦ ॥૯૬॥ નારદ આવ્યે નવિ થઇ જી, ઉભી તેહ સુજાણ; તે કારણ તે શ્રાવિકા જી, ભાખે આલ અજાણ. સુણો૦ ॥૯૭॥ જિન પ્રતિમા આગલ કહ્યો જી, શક્રસ્તવ તેણે નાર; જાણે કુણ વિણ શ્રાવિકા જી, એહ વિધ હૃદય વિચાર. સુણો૦ ॥૯૮॥ પૂજે નિજપ્રતિમા પ્રતે જી; સૂરિયાભ સુરરાય; વાંચી પુસ્તક રત્નનાં જી, લેઇ ધર્મ વ્યવસાય. સુણો૦ ॥૯૯॥ રાયપસેણી સૂત્રમાં જી, મ્હોટો એહ પ્રબંધ; એહ વચન અણમાનતાં જી, કરે કરમનો બંધ. સુણો૦ ॥૧૦૦॥ વિજયદેવ વક્તવ્યતા જી, જીવાભિગમે રે એમ; જો થિતિ છે એ સુરતણી જી, તો જિનગુણ શ્રુતિ કેમ. સુણો૦ ॥૧૦૧॥ સિદ્ધારથ રાયે કર્યા જી, યાગ અનેક પ્રકાર; કલ્પસૂત્રે એમ ભાખિયું જી, તે જિન પૂજા સાર. સુણો૦ ॥૧૦૨॥ શ્રમણોપાસક તે કહ્યા જી, પહેલા અંગ મઝાર; યાગ અનેરા નવિ કરે જી, તે જાણો નિરધાર. સુણો૦ ॥૧૦૩॥ એમ અનેક સૂત્રે ભણ્યું જી,

જિનપૂજા ગૃહિ કૃત્ય; જે નવિ માને તે સહી જી, કરશે બહુ ભવ નૃત્ય. સુણો૦ ॥ ૧૦૪ ॥

**ઢાળ દશમી** ( એણે પુર કંબલ કોઈ ન લેસી–એ દેશી. )

અવર કહે પૂજાદિક ઠામે, પુણ્યબંધ છે શુભ પરિણામે; ધર્મ ઇહાં નવિ કોઇ દીસે, જેમ વ્રત પરિણામે મન હીસે. ॥ ૧૦૫ ॥ નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શૈલેષી અંત વખાણ્યો; ધર્મ અધર્મ તણો ક્ષયકારી, શિવસુખ દે જે ભવ-જલ તારી. ॥ ૧૦૬ ॥ તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે; તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ॥ ૧૦૭ ॥ એવંભૂત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્યનય એમ વલી દાખ્યો; નિજ સ્વભાવ પરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવજ કર્મ. ॥ ૧૦૮ ॥ ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે; ધર્મ હેતુ વ્યવહાર જ ધર્મ, નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ॥ ૧૦૯ ॥ શુભ યોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામ ન ધર્મ હણાય; યાવત યોગ ક્રિયા નહીં થંભી, તાવત્ જીવ છે યોગારંભી. ॥ ૧૧૦ ॥ મલિનારંભ કરે જે કિરિયા, અસદ્વા-રંભ તજીને તરિયા; વિષય કષાયાદિકને ત્યાગે, ધર્મ મતિ રહિએ શુભ માર્ગે. ॥ ૧૧૧ ॥ સ્વર્ગ હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે; બહુ રાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતક ધ્રૂજે. ॥ ૧૧૨ ॥ ભાવ સ્તવ એહથી પામીજે, દ્રવ્ય સ્તવ એ તેણે કહીજે; દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભર્મે મ ભૂલો કર્મ નિકાચી. ॥ ૧૧૩ ॥

**ઢાળ અગીઆરમી** ( દાન ઉલટ ધરી દીજીએ–એ દેશી. )

કુમતિ એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીત રે; હારીએ નવિ પ્રભુ બલ થકી, પામીએ જગતમાં જીત રે; સ્વામી સીમંધર તું ભયો. ॥ ૧૧૪ ॥ ભાવ જાણો સકલ જંતુના, ભવ થકી દાસને રાખ રે; બોલિયા બોલ જે તે ગણું, સફ્લ જો છે તેજ શાખ રે. સ્વામી૦ ॥ ૧૧૫ ॥ એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવતરૂ કંદ રે; નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુર નર વૃંદ રે. સ્વામી૦ ॥ ૧૧૬ ॥ તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કેમ હોય રે; મેહ વિણુ મોર નાચે નહીં, મેહ દેખી માચે સોય રે. સ્વામી૦ ॥ ૧૧૭ ॥ મન થકી મિલન મેં તુજ કિયો, ચરણુ તુજ ભેટવા સાંઇ રે; કીજીએ જતન જિન એ વિના, અવર ન વાંછીએ કાંઇ રે. સ્વામી૦ ॥ ૧૧૮ ॥ તુજ વચન રાગ સુખ આગલે, નવિ ગણું સુર નર શર્મ રે; કોડિ જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મ રે. સ્વામી૦ ॥ ૧૧૯ ॥ તું મુજ હ્રદય ગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે; કુમત માતંગના જૂથથી. તો ન કશી પ્રભુ મુજ બીહ રે. સ્વામી૦ ॥ ૧૨૦ ॥ કોડિ છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એક રે; કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે. સ્વામી૦ ॥ ૧૨૧ ॥ ભક્તિ ભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મન માંહી રે; દાસનાં ભવદુઃખ વારીએ, તારીએ સો ગ્રહી બાંહી રે. સ્વામી૦ ॥ ૧૨૨ ॥ બાલ જેમ તાત આગલ કહે, વિનવું હું તેમ તુજ રે; ઉચિત જાણો તેમ આચરૂ, નવિ રહ્યો તુજ કિસ્યું ગુજ રે.

સ્વામી૦ ॥ ૧૨૩ ॥ તુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી સેવ રે; યાચીએ કોડિ યતને કરી, એહ તુજ આગલે દેવ રે. સ્વામી૦ ॥ ૧૨૪ ॥

કલશ ( હરિગીત છંદ )

ઈમ સકલ સુખકર દુરિત ભયહર, વિમલ લક્ષણ ગુણ-ધરો; પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વિનવ્યો સીમંધરો; નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત, ધૈર્ય નિર્જિત મંદરો, શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસવિજય બુધ જય-કરો. ॥ ૧૨૫ ॥

---

# પુણ્ય પ્રકાશનું સ્તવન.

( દુહા. )

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીશે જિનરાય;
સદ્‌ગુરૂ સ્વામીની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્ધમાન વડ વીર. ૨
એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધીએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
[૧]અતિચાર આલોઇએ, [૨]વ્રત ધરીએ ગુરૂ શાખ;
[૩]જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ૫

[4]વિધિશું વળી વોસરાવીએ, પાપસ્થાનક અઢાર;
ચાર [5]શરણ નિત્ય અનુસારો, [6]નિંદો દુરિત આચાર ૬
[7]શુભકરણી અનુમોદીએ, [8]ભાવ ભલો મન આણ;
[9]અણસણ અવસર આદરી, [10]નવપદ જપો સુજાણ. ૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ૮

**ઢાળ ૧ લી.** ( કુમતિએ છેડી કીહાં રાખી–એ દેશી )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર; એહ તણા એહ ભવ પરભવના, આલોઇએ અતિચાર રે, પ્રાણી. જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણી રે. પ્રાણી૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ ગુરૂ ઓળવીએ નહીં ગુરૂ વિનય, કાળે ધરી બહુ માન; સૂત્ર અરથ તદુભય કરી સૂધાં ભણીએ વહી ઉપધાન રે. પ્રાણી૦ જ્ઞા૦ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી; તેહ તણી કીધી આશાતના, જ્ઞાનભક્તિ ન સંભાલી રે. પ્રા૦ જ્ઞા૦ ॥૩॥ ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવે મિચ્છામિ દુક્કડં તેહ રે પ્રા૦ જ્ઞા૦ ॥૪॥

પ્રાણી સમક્તિ લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે, પ્રાણી સમક્તિ લ્યો શુદ્ધ જાણી. જિન વચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાષ; સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખો રે. પ્રા૦ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ; સામીને ધરમે કરી થિરતા, ભક્તિ પરભાવના કરીએ રે. પ્રા૦ સ૦ ॥૬॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો; દ્રવ્ય દેવકો

જે વિણુસાડ્યો, વિણુસંતો ઉવેખ્યો રે. પ્રા૦ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી, સમક્તિ ખંડયું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ; મિચ્છામિ દુક્કડં તેહ રે. પ્રા૦સ૦ ॥૮॥

પ્રાણી ચારિત્ર લ્યો ચિત્ત આણી. પંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય; સાધુ તણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાળી; જે જયણાપૂર્વક જે આઠે, પ્રવચન માય ન પાળી રે. પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે. પ્રા૦ ચા૦ ૧૧ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે; ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયું ભગતે રે. પ્રા૦ ચા૦ ૧૨ તપ વીરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યા જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે. પ્રા૦ ચા૦ ૧૩ વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઇએ; વીર જિણેસર વયણ સુણીને, પાપ મેલ સવિ ધોઇયે રે. પ્રા૦ ચા૦ ૧૪

ઢાળ ૨ જી. (પામી સુગુરૂ પસાય–એ દેશી.)

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યા એ. ૧ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કૂવા તળાવ ખણાવીયા એ. ॥ ૨ ॥ ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં; મેડી માળ ચણાવીયા એ. ૩ લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે; પૃથ્વીકાય વિરાધીયા રે. ૪ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય; છોતિ ધોતિ કરી દુહવ્યા એ. ૫ ભાઠીગર

કુંભાર, લોહ સોવનગરા; ભાડભુંજા લીંડા લાગરા એ. ૬ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ રાંધન રસવતી એ. ૭ એણી પરે કર્માદાન, પરે પરે કેળવી; તેઉ વાયુ વિરાધીયા એ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાન ફુલ ફળ ચુટીયાં એ. ૯ પુંહક પાપડી શાક, શેકયાં સૂકવ્યાં; છેદ્યાં છુંદ્યાં આથીયાં એ. ૧૦ અળસી ને એરંડા, ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલીયા એ. ૧૧ ઘાલી કોલુ માંહિ, પીલી સેલડી; કંદ મૂળ ફળ વેચીયાં એ. ૧૨ એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદિયા એ. ૧૩ આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૧૪ કૃમિ સરમીયા કીડા, ગાડર ગંડોલા; ઇયળ પૂરા ને અળશીયાં એ. ૧૫ વાળા જળો ચુડેલ, વિચલિત રસ તણાં; વળી અથાણાં પ્રમુખનાં એ. ૧૬ એમ બેઇંદ્રી જીવ; જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૧૭ ઉધેહી જૂં લીખ, માકડ મંકોડા; ચાંચડ કીડી કંથુઆ એ. ૧૮ ગધહીયાં ઘીમેલ, કાનખજુરીઆ; ગીંગોડા ધનેરીયાં એ. ૧૯ એમ તેઇંદ્રિ જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૦ માખી મચ્છર ડાંસ, મસા પતંગીયા; કંસારી કોલિયાવડા એ. ૨૧ ઢીંકણ વીંછુ તીડ, ભમરા ભમરીયો; કુતા બગાઈ ખડમાંકડી એ. ૨૨ એમ ચઉરિંદ્રી જીવ; જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૩ જળમાં નાખી જાળ, જળચર દૂહવ્યા; વનમાં મૃગ સંતાપીયા એ. ૨૪ પીડ્યા પંખી જીવ, પાડી પાશમાં, પોપટ ઘાલ્યા પાંજરે એ. ૨૫ એમ પંચેંદ્રી જીવ. જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૬

ઢાળ ત્રીજી. (વાણી વાણી હિતકારી જી—એ દેશી.)

ક્રોધ લોભ ભય હાસ્યથી જી, બોલ્યા વચન અસત્ય; કૂડ કરી ધન પારકાં જી, લીધાં જેહ અદત્ત રે; જિનજી, મિચ્છામિ દુક્કડં આજ. તુમ શાખે મહારાજ રે જિનજી, દેઈ સારૂ કાજ રે જિનજી; મિચ્છામિ દુક્કડં આજ. ॥ ૧ ॥ એ આંકણી. ॥ દેવ મનુષ્ય તિર્યંચનાં જી, મૈથુન સેવ્યાં જેહ; વિષયારસ લંપટપણે જી, ઘણું વિડંબ્યો દેહ રે. જિનજી૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરી જી, ભવ ભવ મેલી આથ; જે જિહાં તે તિહાં રહ્યું જી, કોઈ ન આવે સાથ રે. જિનજી૦ ૩. રયણી ભોજન જે કર્યા જી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચે જી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે. જિનજી૦ ૪ વ્રત લેઈ વિસારીયાં જી, વળી ભાંગ્યાં પચ્ચખ્ખાણ; કપટ હેતુ કિરિયા કરી જી, કીધાં આપ વખાણ રે. જિનજી૦ ૫ ત્રણે ઢાળે આઠે દુહે જી, આલોયા અતિચાર, શિવગતિ આરાધન તણો જી, એ પહેલો અધિકાર રે જિનજી. મિચ્છામિ દુક્કડં આજ. ૬

ઢાળ ચોથી. (સાહેલડી—એ દેશી.)

પંચ મહાવ્રત આદરો સાહેલડી રે, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરી સાહેલડી રે, પાળો નિરતિચાર તો. ૧. વ્રત લીધાં સંભારીએ, સા૦, હૈડે ધરીએ વિચાર તો; શિવ ગતિ આરાધન તણો સા૦, એ બીજો અધિકાર તો. ૨. જીવ સવે ખમાવીએ સા૦, યોનિ ચોરાશી લાખ તો; મન શુદ્ધે કરી ખામણાં સા૦, કોઇશું રોષ ન રાખ તો. ૩. સર્વ મિત્ર કરી ચિંતવો સા૦, કોઇ ન જાણો

શત્રુ તો; રાગ દ્વેષ એમ પરિહરો સા૦, કીજે જન્મ પવિત્ર તો. ૪. સાહમિ સંઘ ખમાવીએ સા૦, જે ઉપની અપ્રીત તો; સજ્જન કુટુંબ કરી ખામણાં સા૦, એ જિનશાસન રીતિ તો. ૫. ખમીએ ને ખમાવીએ સા૦, એહજ ધર્મનો સાર તો; શિવગતિ આરાધન તણો સા૦, એ ત્રીજો અધિકાર તો. ૬. મૃષાવાદ હિંસા ચોરી સા૦, ધનમૂર્છા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા સા૦, પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ સા૦, કૂડો ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો સા૦, માયા મોહ જંજાળ તો. ૮. ત્રિવિધ ત્રિવિધ વોસરાવીએ સા૦, પાપસ્થાનક અઢાર તો; શિવગતિ આરાધન તણો સા૦, એ ચોથો અધિકાર તો. ૯

ઢાળ **પાંચમી.** (હવે નિસુણો ઇહાં આવીયા—એ દેશી)

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧. શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨. અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો. ૩. આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઈ લાખ તો; આત્મશાખે તે નિંદીએ એ, પડિક્કમીએ ગુરૂ શાખ તો. ૪. મિથ્યા મતિ વર્તાવીયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉત્થાપ્યાં સૂત્ર તો. ૫. ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘંટી હળ હથિયાર તો; ભવ ભવ મેલી મૂકીયાં એ, કરતાં જીવ સંહાર તો. ૬. પાપ કરીને પોષીયા

એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પોહોત્યા પછી એ કોઇ ન કીધી સાર તો. ૭. આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો. ૮. દુષ્કૃત નિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો; શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯.

ઢાળ છઠ્ઠી. (આધે તું જોઈને જીવડા–એ દેશી.)

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન ધન૦ ૧. શત્રુંજયાદિક તીર્થની, જે કીધી જાત્ર, જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર. ધન૦ ૨ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિનહર જિન ચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન૦ ૩ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન; સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪ ધર્મ કાજ અનુમોદીયે, એમ વારોવાર; શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર. ધન૦ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આંણી ઠામ; સમતા ભાવે ભાવીયે, એ આતમરામ. ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય; કર્મ આપ જે આચર્યાં, ભોગવીયે સોય. ધન૦ ૭ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ; છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮ ભાવ ભલી પરે ભાવીયે, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯.

---

## ઢાળ ૭ મી.

(રૈવતગિરિ હુઆ, પ્રભુનાં ત્રણ કલ્યાણ—એ દેશી.)

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર; અણસણ આદરીયે, પચ્ચખ્ખી ચારે આહાર; લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિઃશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીયો રંક, દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ; એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ૨ ધન ધનો શાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે, કરી એક અવતાર; આરાધન કેરો એ, નવમો અધિકાર. ૩ દશમે અધિકારે, મહામંત્ર નવકાર; મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સુખકાર; એહ જપંતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર. ૪ જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતિક ગાળી, પામે સુર અવતાર; એ નવપદ સરિખો, મંત્ર ન કોઈ સાર; એહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫ જ્યું ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનાવતી, બેહુ પામ્યા છે સુરભોગ; એક ભવ પછી લેશે, શિવવધૂ સંજોગ. ૬ શ્રીમતીને એ વળી, મંત્ર ફલ્યો તત્કાલ; ફણિધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ, શિવકુમારે જોગી, સોવન પુરૂષો કીધ; એમ એણે મંત્રે, કાજ ઘણાંનાં સિદ્ધ. ૭ એ દશ અધિકારે, વીર જિણેસર ભાખ્યો; આરાધન કેરો વિધિ, જેણે ચિત્તમાંહી રાખ્યો; તેણે પાપ પખાળી, ભવભય દૂરે નાખ્યો; જિન વિનય કરંતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

ઢાળ ૮ મી. ( નમો ભવિ ભાવશું—એ દેશી. )

સિદ્ધારથ રાય કુળ તિલો એ, ત્રિશલા માત મલ્હાર તો; અવનિતલ તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર; જયો જિન વીરજી એ. ૧ મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહું પાર તો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. જયો૦ ૨ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ જયો૦ ૩ કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાલ તો; હું છું એહથી ઉભગો એ, છોડવ દેવ દયાળ. જયો૦ ૪ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોલ તો, તુઠો જિન ચોવીશમો એ, પ્રગટ્યાં પુણ્ય કલ્લોલ, જયો૦ ૫. ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો; દેવ દયા કરી દીજીયે એ, બોધિ બીજ સુપસાય. જયો૦ ૬

( કળશ )

ઇહ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો. ૧
શ્રી વિજયદેવ સૂરીંદ પટધર, તીરથ જંગમ એણી જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨
શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિશ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩
સય સતર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ;
વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪
નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુણ્ય પ્રકાશ એ. ૫.

**શ્રી પુણ્યપ્રકાશનું સ્તવન સંપૂર્ણ.**

## જીવા પાંત્રીશી,

મોહ મિથ્યાતકી નિંદમેં, જીવા સૂતો કાલ અનંત; ભવ ભવ માંહે ભટકીઓ, જીવા તે સાંભળ વીરતંત ॥ ૧ ॥ જીવા તું તો ભૂલો રે, પ્રાણી એમ રડીઓ રે સંસાર. એ આંકણી. ॥ અનંતા જિન હોવે કેવલી, જીવા ઉત્કૃષ્ટા જ્ઞાની અગાધ; ઇણ ભવશું લેખો લીએ, જીવા તારી ન કહે કો આદ. જી. ॥ ૨ ॥ પૃથવી પાણી અગ્નિમાં, જીવા ચઉથી વાઉકાય; એકેકી કાયા મધ્યે, જીવા કાલ અસંખ્યાતો જાય. જી૦ ॥ ૩ ॥ પાંચમી કાયે વણુસ્સઈ, જીવા સાધારણ પ્રત્યેક; સાધારણમાં તું વસ્યો, જીવા તે વિવરો તું દેખ. જી૦ ॥ ૪ ॥ સોઈ અગ્ર નિગોદમેં, જીવા શ્રેણિ અસંખ્યાતી જાણ; અસંખ્યાતા પ્રતર કહ્યા, જીવા ગોલા અસંખ્યાતા જાણ. જી૦ ॥ ૫ ॥ એકુકા ગોલા મધ્યે, જીવા અસંખ્યાતા શરીર; એક શરીરમાં જીવડા, જીવા અનંત કહ્યા મહાવીર. જી૦ ॥ ૬ ॥ તિણ માંહેથી નીકલી. જીવા મોક્ષ જાયે નિરધાર; એક શરીર ખાલી ન હુઓ, જીવા ન હોશે અનંત કાલ. જી૦ ॥ ૭ ॥ એક અભવીને સંગે, જીવા ભવી અનંતા હોય; વલી વિશેષે તેહના, જીવા જનમ મરણ તું જોય. જી૦ ॥ ૮ ॥ દોય ઘડી કાચી મધ્યે, જીવા પાંસઠ સહસ સેં પાંચ; છત્રીશ અધિકા જાણીએ, જીવા જનમ મરણની ખાંચ. જી૦ ॥ ૯ ॥ છેદન ભેદન વેદના, જીવા નરકે સહી બહુ વાર; તીણ થકી નિગોદમેં, જીવા અનંત ગુણી તું જાણ. જી૦ ॥ ૧૦ ॥ એકેંદ્રી માંહેથી નિકલી, જીવા બેઇન્દ્રિ માંહે જાય; તવ પુનાહી તેહની, જીવા અનંતગુણી કહેવાય. જી૦ ॥ ૧૧ ॥ એમ ત્રેંદ્રી ચોરેન્દ્રી; જીવા દોએ દોએ લાખ જાત; દુઃખ

દીઠાં સંસારમાં, જીવા સુણતાં અચરજ વાત. જી૦ ॥ ૧૨ ॥
જલચર થલચર ખેચરૂ, જીવા ઉરપુરી ભુજપુરી જાણ;
તાપ શીત તરષા સહી, જીવા દુઃખ મટાવણુ કોણ. જી૦
॥ ૧૩ ॥ ઈમ રવડતો જીવડો, જીવા પામ્યો નર અવતાર;
ગરભાવાસનાં દુઃખ સહ્યાં, જીવા તે જાણે જગનાથ. જી૦
॥ ૧૪ ॥ મસ્તક તો હેઠો હોવે, જીવા ઉપર હોવે પાય;
આંખ આડી હોય મુઠીઓ, જીવા રહ્યો વિષ્ટાઘર માંહે. જી૦
॥૧૫॥ બાપ વીર્ય રૂધિર માતનો જીવા એ તેં લીધો આહાર;
ભૂલી ગયો જનમ્યા પછી, જીવા સેવે વિષય વિકાર. જી૦
॥ ૧૬ ॥ ઉંઠ કોડ સોહ્રી તાતી કરી, જીવા ચાંપે રૂરૂ માંહે;
આઠગુણી હોવે વેદના, જીવા ગરભાવાસે થાય. જી૦ ॥૧૭॥
જન્મ સમય કોડી ગણી, જીવા મરવાં કોડાકોડ; જન્મ
મરણુ દુઃખ દોહેની, જીવા એ લાગી મોટી ખોડ. જી૦ ॥૧૮॥
દેશ અનાર્ય ઉપન્યો, જીવા ઇન્દ્રી હીણી થાય; આઉખો
ઓછો હોવે, જીવા ધર્મ કીધો કીમ જાય. જી૦ ॥૧૯॥
કદાચિત નરભવ પામીયો, જીવા ઉત્તમ કુલ અવતાર; દેહ
નિરોગી પામીયો, જીવા એલે ગયો અવતાર. જી૦ ॥૨૦॥
ઠગ ફાંસીગર ચોરટા, જીવા ધીવર કંસાહી જાત; જન્મીને
મૂઓં નહીં, જીવા એસી ન રહી કોઈ જાત. જી૦ ॥૨૧॥
ચૌદ રાજલોકમેં, જીવા જન્મ મરણુનો જોર; વાલાગ્ર માત્ર
ભૂમિકા, જીવા ઠાલી ન રાખી ઠોર. જી૦ ॥૨૨॥ એહિજ
જીવ રાજા હુવો, જીવા હસ્તી બાંધ્યા બાર; કબહીક કર્મને
વશે, જીવા ન મલ્યો અન્ન આધાર. જી૦ ॥૨૩॥ એમ
સંસાર ભમતાં થકાં, જીવા પામ્યો સામગ્રી સાર; આદર
દે છ કાયને, જીવા જાયે જન્મારો હાર. જી૦ ॥૨૪॥

ખોટા દેવજ પૂજીયા. જીવા લાગ્યો કુગુરૂકો પાસ; ખોટો ધર્મજ આદર્યો, જીવા લાગી મિથ્યાત્વની વાસ. જી૦ ॥૨૫॥ કબહીક તો નરકે ગયો, જીવા કબહીક હુઓ દેવ; પુણ્ય પાપનાં ફલ થકી, જીવા ચિહું ગતિ કીધો હેવ. જી૦ ॥૨૬॥ ઓઘા ને વલી મોહપત્તી, જીવા મેરૂ સમા ઢગ કીધ; સાચી સરધા બાહેરો, જીવા એકે ન કાર્ય સિદ્ધ. જી૦ ॥૨૭॥ ચાર જ્ઞાનથી પડ્યા પછી, જીવા નરક સાતમી જાય; ચઉદ પૂરવના ભણ્યા, જીવા પડે નિગોદ માંહે. જી૦ ॥૨૮॥ ભગવંત ધર્મ પામ્યા પછી, જીવા કરણી ન જાયે ફોક; કદાચિત પરવાઈ હોવે, જીવા અરધા પુદ્ગલમાં મોખ. જી૦ ॥ ૨૯ ॥ સૂક્ષ્મ ને બાદરપણે, જીવા મેલી વર્ગણા સાત; એક પુદ્ગલ પરાવર્તની, જીવા ઝીણી ગણી છે વાત. જી૦ ॥ ૩૦ ॥ પાપ આલોઇએ આપણાં, જીવા આશ્રવ બારાં રોક; જાયે અરધા પુદ્ગલ મધ્યે, જીવા અનંત ચોવીશી મોક્ષ. જી૦ ॥ ૩૧ ॥ અનંતા જીવ મોક્ષે ગયા, જીવા ટાલી આતમ દોષ; નવી ગયા નવી જાયશે, જીવા ભારીકર્મી મોક્ષ. જી૦ ॥ ૩૨ ॥ એહવા ભાવ સુણી કરી, જીવા સરધા આણી નાંએ; જિમ આવ્યો તિમ ઇજ ગયો, જીવા લાખ ચોરાશી માંહે. જી૦ ॥ ૩૩ ॥ કોઇક ઉત્તમ ચિંતવ્યો; જીવા જાણી અથિર સંસાર; સાચો મારગ સરધીને, જીવા પોતા મોક્ષ મોઝાર. જી૦ ॥ ૩૪ ॥ દાન શીયલ તપ ભાવના, જીવા ઈણશું રાખો પ્રેમ; કોડ કલ્યાણ છે તેહનાં, જીવા ઋષિ જેમલ કહે એમ. જી૦ ॥ ૩૫ ॥

## પુણ્ય છત્રીશી.

પુણ્ય તણાં ફલ પરતક્ષ પેખો, કરો પુણ્ય સહુ કોયજી; પુણ્ય કરંતાં પાપ પલાયે, જીવ સુખી જગ હોય જી. પુણ્ય૦ ॥ ૧ ॥ અભયદાન સુપાત્ર અનોપમ, વલી અનુકંપા દાન જી; સાધુ શ્રાવકધર્મ તીરથ યાત્રા, શિયળ ધર્મ તપ ધ્યાન જી. પુણ્ય૦ ॥ ૨ ॥ સામાયિક પોસહ પડિક્કમણું, દેવ-પૂજા ગુરૂસેવ જી; પુણ્ય તણા એ ભેદ પ્રરૂપ્યા, અરિહંત વીતરાગ દેવ જી. પુણ્ય૦ ॥ ૩ ॥ શરણાગત રાખ્યો પારેવો, પૂરવ ભવ પરસિદ્ધ જી; શાંતિનાથ તીર્થંકર પદવી, પામી ચક્રવર્તી ૠદ્ધ જી. પુણ્ય૦ ॥ ૪ ॥ ગજભવે સસલો જીવ ઉગાર્યો અધિક દયા મન આણુ જી; મેઘકુમાર હુવો મહા ભોગી, શ્રેણિક પુત્ર સુજાણુ જી. પુણ્ય૦ ॥ ૫ ॥ સાધુ તણો ઉપદેશ સુણીને, મુકયાં માછલાં જાલ જી; નલીનીગુલ્મ વિમાન થકી થયો, અવંતી સુકુમાલ જી. પુણ્ય૦ ॥ ૬ ॥ પાંચ મચ્છ માલી ભવ રાખ્યા, પાંચ જક્ષ દીયો રાજ જી; રજ-કુંવરી લીલા સુખ લાધાં, સુભટ કટક ગયા ભાગ જી. પુણ્ય૦ ॥ ૭ ॥ ધન ધન સારથવાહ તે ધન્નો, દીધું ઘૃતનું દાન જી; તીર્થંકર પદવી તિણે પામી, આદીસર અભિધાન જી. પુણ્ય૦ ॥ ૮ ॥ ઉત્તમપાત્ર પ્રથમ તીર્થંકર, શ્રેયાંસકુમાર દાતાર જી; સેલડી રસ સૂઝતો વહોરાવ્યો, પામ્યો ભવનો પાર જી. પુણ્ય૦ ॥ ૯ ॥ ચંદનબાલા ચઢતે ભાવે, પડિલાભ્યા મહાવીર જી; દેવ તણી દુંદુભિ તિહાં વાગી, સુંદર થયો શરીર જી. પુણ્ય૦॥૧૦॥ સંગમે સાધુ ભણી વહોરાવ્યો, ખીર ખાંડ ઘૃત સાર જી; ગોભદ્ર શેઠ તણે ઘર લીધો, શાલિભદ્રનો અવતાર જી. પુણ્ય૦ ॥ ૧૧ ॥ સુમુખ નામે

ગાથાપતિ સુણીયે, દીધું સુપાત્રે દાન જી; હુઓ સુબાહુ કુમર તે ભોગી, વધતાં સુખ વિમાન જી. પુણ્ય૦ ॥ ૧૨ ॥ મૂલદેવ મુનિવર પડિલાભ્યો, માસખમણુ અણુગાર જી; રાજઋદ્ધ તતખિણુ તે પામી, ઇહાં કોઇ નહિ ઉદ્ધાર જી. ॥ પુણ્ય૦ ॥ ॥ ૧૩ ॥ મોટા રૂષિ બલદેવ મુનીશ્વર, પ્રતિબોધ્યા પશુવર્ગ જી; દાન સુપાત્રેં દીયું રથકારે, પામ્યો પાંચમું સ્વર્ગ જી. પુણ્ય૦ ॥ ૧૪ ॥ ચંપકશેઠ કીધી અનુકંપા, દીધું દાન દુકાલ જી; કોડિ છન્નું સોનઇયા કેરી, વિલસે ઋદ્ધિ વિશાલ જી. પુણ્ય૦ ॥ ૧૫ ॥ સુવ્રત સ્વામી સમીપે કાર્તિક, લીધો સંયમ ભાર જી; બત્રીશ લાખ વિમાન તણો ધણી, ઇંદ્ર થયો એ સાર જી. પુણ્ય૦ ॥ ૧૬ ॥ સનતકુમાર સહી અતિ વેદન, સાતસેં વરસા સીમ જી; દેવલોક ત્રીજે સુખ લીધાં, નિશ્ચલ પામ્યા નિમ જી. પુણ્ય૦ ॥ ૧૭ ॥ રૂપ થકી અનરથ દેખીને, ગયો બલભદ્ર વનવાસ જી; તપ સંજમ પાલીને પહોતો, પાંચમે સુર આવાસ જી. પુણ્ય૦ ॥ ૧૮ ॥ ભદ્રબાહુ સ્વામી પૂરવધર, સિજ્જંભવ જસભદ્ર જી; સાધુ આચાર થકી સુખ લાધાં; વયરસ્વામી થુલભદ્ર જી. પુણ્ય૦ ॥ ૧૯ ॥ મહાવીરથી નવસેં એંસીયે, સઘલા સૂત્ર સિદ્ધાંત જી; પુસ્તકારૂઢ કીયા દેવઢિગણિ, મોટા સાધુ મહંત જી. પુણ્ય૦ ॥ ૨૦ ॥ આણુંદ કામદેવ દશ શ્રાવક, વૃત્તિ રૂડી પરે રાખી જી; પ્રથમ દેવલોક તણાં સુખ પામ્યા, સૂત્ર ઉપાસક સાખી જી. પુણ્ય૦ ॥૨૧॥ સાઢિ બારહ શેત્રુંજે યાત્રા, કીધી એણે કલિકાલ જી; સંઘપતિ થઇ સુરલોકે સીધા, વસ્તુપાળ તેજપાળ જી. પુણ્ય૦ ॥ ૨૨ ॥ પાલ્યો શીલ કષ્ટે પણિ પડિયો, કુલધજ નામે કુમાર જી; ઇરત પરત સુખ લાધાં ઉત્તમ, જસ લહીજે સંસાર જી.

પુણ્ય૦ ॥ ૨૩ ॥ ચંપાનગરી પોલ ઉઘાડી, સતીય સુભદ્રા નારી જી; કાચે તાંતણે પાણી કાઢ્યો, જિનશાસન જયકારી જી. પુણ્ય૦ ॥ ૨૪ ॥ કાકંદી નગરીનો વાસી, ધન ધન્નો અણગાર જી; શ્રેણિક આગલ વીર વખાણ્યો, ઉગ્ર તપ અધિકાર જી. પુણ્ય૦ ॥ ૨૫ ॥ હું તિર્યંચ કીસું વહિરાવું, રથકારને સહુ થોક જી; મૃગલો ભાવના મન ભાવંતો, ગયો પાંચમે દેવલોક જી. પુણ્ય૦ ॥ ૨૬ ॥ થિર સામાયિક કીધો થિવરા, રાજકુંવરી રંગ જી; ભોગ સંયોગ તિહાં ઘણા ભોગવી, સુખ લાધા શિવ સંગ જી. પુણ્ય૦ ॥ ૨૭ ॥ શંખ શ્રાવકે પોસો શુદ્ધ પાલ્યો, વીર પ્રશંસે તેહ જી; તીર્થંકર પદવી તે લહેશે, પુણ્ય તણાં ફલ એહ જી. પુણ્ય૦ ॥ ૨૮ ॥ સાગરચંદ્ર કીધો વલી પોસો, રહ્યો કાઉસગ્ગે વિરાજ જી; નિશિ નભસેન તણો સહ્યો ઉપસર્ગ, લીધી ઋદ્ધિ અથાગ જી. પુણ્ય૦ ॥ ૨૯ ॥ તુંગીયા નગરી શ્રમણોપાસક, શુદ્ધ ક્રિયા સાવધાન જી; ઉભય કાલ પડિક્કમણું કરતાં, પામી સુગતિ પરધાન જી. પુણ્ય૦ ॥ ૩૦ ॥ પૂરવ ભવ તીર્થંકર પૂજ્યા, લાધા અઢારહ રાજ જી; પદ્મનાભનો ગણધર થાશે કુમારપાળ સાર્યાં કાજ જી. પુણ્ય૦ ॥ ૩૧ ॥ રાણો રાવણ શ્રેણિક રાજા, અરચ્યા અરિહંત દેવ જી; બિહુ ગોત્ર તીર્થંકર બાંધ્યું, સુરનર કરશે સેવ જી. પુણ્ય૦ ॥ ૩૨ ॥ કેશી ગુરૂ સેવ્યા પરદેશી, સુર ઉપનો સૂર્યાભજી; ચાર હજાર વર્ષ એક નાટિક આપે અનંતા લાભ જી. પુણ્ય૦ ॥ ૩૩ ॥ એમ અનેક વિવેક ધરંતા, જીવ સુખી થયા જાણ જી; સંપ્રતિ જે સુખીયા વલી થાશે, પુણ્ય તણા પરમાણ જી. પુણ્ય૦ ॥ ૩૪ ॥ સંવત નિધિ દરસણ રસ સસીહર, સિધપુર નગર

મઝાર જી; શાંતિનાથ સુપ્રસાદે કીધી પુણ્ય છત્રીશી સાર જી. પુણ્ય૦ ॥ ૩૫ ॥ યુગપ્રધાન સવાઇ જિણ ચંદ્ર, સૂરિ સકલચંદ શિષ્ય જી; સમયસુંદર વાચક એમ બોલે, ધરમ ફલ પરતક્ષ જી. પુણ્ય૦ ॥ ૩૬ ॥

---

## ક્ષમા છત્રીશી.

આદર જીવ ક્ષમા ગુણ આદર, મ કરીશ રાગને દ્વેષજી; સમતાએ શિવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષ જી. આદર૦ ॥ ૧ ॥ સમતા સંજમ સાર સુણીજે, કલ્પસૂત્રની શાખ જી; ક્રોધ પૂર્વ કોડિ ચારિત્ર બાલે, ભગવંત એણીપરે ભાખ જી. આદર૦ ॥ ૨ ॥ કુણ કુણ જીવ તર્યા ઉપશમથી, સાંભલ તું દૃષ્ટાંત જી; કુણ કુણ જીવ ભમ્યા ભવ માંહે, ક્રોધ તણે વીરતંત જી. આદર૦ ॥ ૩ ॥ સોમિલ સસરે શીષ પ્રજાલ્યું, બાંધી માટીની પાલ જી; ગજસુકુમાલ ક્ષમા મન ધરતો, મુગતિ ગયો તત્કાલ જી. આદર૦ ॥ ૪ ॥ કુલવાલુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપાર જી; કોણિકની ગણિકા વશ પડિયો, રડવડીયો સંસાર જી. આદર૦ ॥ ૫ ॥ સોવનકાર કરી અતિ વેદન; વાધર શું વીંટયું શીષ જી; મેતારજ ઋષિ મુગતે પોહોતો, ઉપશમ એહ જગીશ જી. આદર૦ ॥ ૬ ॥ કુરૂડ અકુરૂડ બે સાધુ કહાતા, રહ્યા કુણાલા ખાલ જી; ક્રોધ કરી કુગતે તે પહોતા, જનમ ગમાયો આલ જી. આદર૦ ॥ ૭ ॥ કર્મ ખપાવી મુગતે પહોતા, ખંધક સૂરિના શિષ્ય જી; પાલક પાપીએ ઘાણી પીલ્યા, નાણી મનમાં રીસ જી. આદર૦ ॥ ૮ ॥ અછંકારી નારી અચુકી;

ત્રોડ્યો પીયુશું નેહ જી; બબ્બર કુલ સહ્યાં દુઃખ બહુલાં, ક્રોધ તણાં ફલ એહ જી. આદર૦ ॥ ૯ ॥ વાઘણે સર્વ શરીર વલુર્યું, તત્ક્ષણ છોડ્યા પ્રાણ જી; સાધુ સુકોશલ શિવસુખ પામ્યા, એહ ક્ષમા ગુણ જાણ જી. આદર૦ ॥ ૧૦ ॥ કોણ ચંડાલ કહી જે બિહુમેં, નિરતી નહી કહે દેવ જી; ઋષિ ચંડાલ કહીજે વઢતો, ટાલો વેઢની ટેવ જી. આદર૦ ॥ ૧૧ ॥ સાતમી નરક ગયો તે બ્રહ્મદત્ત; કાઢી બ્રાહ્મણ આંખ જી; ક્રોધ તણાં ફલ કડવાં જાણી, રાગ દ્વેષ દ્યો નાંખ જી. આદર૦ ॥ ૧૨ ॥ ખંધક ઋષિની ખાલ ઉતારી, સહ્યો પરિસહ જેણ જી; ગર્ભાવાસના દુઃખથી છુટ્યો, સબલ ક્ષમા ગુણ તેણજી આદર૦ ॥ ૧૩ ॥ ક્રોધ કરી ખંધક આચારજ, હુંઓ અગ્નિકુમારજી; દંડક નૃપનો દેશ પ્રજાલ્યો, ભમશે ભવહ મઝાર જી. આદર૦ ॥ ૧૪ ॥ ચંદ્રરૌદ્ર આચાર જ મલતાં, મસ્તક દીધ પ્રહારજી; ક્ષમા કરંતો કેવલ પામ્યો, નવદીક્ષિત અણુ-ગાર જી. આદર૦ ॥ ૧૫ ॥ પાંચ વાર ઋષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષ જી; પંચ ભવ સીમ દહ્યો નંદનાદિક, ક્રોધ તણાં ફલ દેખ જી. આદર૦ ॥ ૧૬ ॥ સાગરચંદનું શીષ પ્રજાલી, નિશિ નભસેન નરિંદ જી; સમતા ભાવ ધરી સુરલોકે, પહોતો પરમાનંદ જી. આદર૦ ॥ ૧૭ ॥ ચંદના ગુરૂણીએ ઘણું નિભ્રંછી, ધિગ ધિગ તુજ આચાર જી; મૃગા-વતી કેવલ સિરિ પામી, એહ ક્ષમા અધિકાર જી. આદર૦ ॥ ૧૮ ॥ શાંબ પ્રદ્યુમ્ન કુમારે સંતાપ્યો, કૃષ્ણ દ્વૈપાયન સાહ જી; ક્રોધ કરી તપનું ફલ હાર્યો, કીધો દ્વારિકા દાહજી. આદર૦ ॥ ૧૯ ॥ ભરતને મારણ મૂઠી ઉપાડી, બાહુબલ બલવંત જી; ઉપશમ રસ મનમાંહે આણી, સંજમ લે મતિ-

મંત જી. આદર૦ ॥ ૨૦ ॥ કાઉસ્સગ્ગમાં ચડીયો અતિ ક્રોધે, પ્રસનચંદ ઋષિરાય જી; સાતમી નરક તણાં દુઃખ મેલ્યાં, કડુઆં તેણ કષાય જી. આદર૦ ॥ ૨૧ ॥ આહાર માંહે ક્રોધે ઋષિ થુંકયો, આણ્યો અમૃત ભાવ જી; કૂરગડુએ કેવલ પામ્યું, ક્ષમાતણે પરભાવ જી. આદર૦ ॥ ૨૨ ॥ પાર્શ્વનાથને ઉપસર્ગ કીધા, કમઠ ભવાંતર ધીઠ જી; નરક તિર્યંચ તણાં દુઃખ લાધાં, ક્રોધતણાં ફલ દીઠ જી. આદર૦ ॥ ૨૩ ॥ ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમાં રહ્યો કાઉસગ્ગ જી; કૌરવ કટક હણ્યો ઇટાળે, તોડ્યા કર્મના વર્ગ જી. આદર૦ ॥ ૨૪ ॥ શય્યાપાલક કાને તરૂઓ, નાખ્યો ક્રોધ ઉદીર જી; બિહું કાને ખીલા ઠોકાણા, નવિ છુટ્યા મહાવીર જી. આદર૦ ॥ ૨૫ ॥ ચાર હત્યાનો કારક હું તો, દઢપ્રહાર અતિરેક જી; ક્ષમા કરીને મુકતે પહોતો, ઉપસર્ગ સહ્યા અનેક જી. આદર૦ ॥ ૨૬ ॥ પોહોર માંહે ઉપજંતો હાર્યો, ક્રોધે કેવલ નાણ જી; દેખો શ્રી દમસાર મુનીસર, સૂત્ર ગણ્યો ઉઠાણ જી. આદર૦ ॥ ૧૭ ॥ સિંહ ગુફાવાસી ઋષિ કીયો, થુલિભદ્ર ઉપર ક્રોધ જી; વેશ્યા વચન ગયો નેપાલે, કીયો સંજમ લોપ જી. આદર૦ ॥ ૨૮ ॥ ચંદ્રાવતંસક કાઉસ્સગ રહિયો, ક્ષમા તણો ભંડાર જી; દાસી તેલ ભર્યો નિશિ દીવો, સુર પદવી લહી સાર જી. આદર૦ ॥ ૨૯ ॥ એમ અનેક તર્યાં ત્રિભુવનમેં, ક્ષમા ગુણે ભવિ જીવ જી; ક્રોધ કરી કુગતે તે પહોતા, પાડંતા મુખ રીવ જી. આદર૦ ॥ ૩૦ ॥ વિષ હલાહલ કહીયે વિરૂઓ, તે મારે એક વાર જી; પણ કષાય અનંતી વેલા, આપે મરણ અપાર જી. આદર૦ ॥ ૩૧ ॥ ક્રોધ કરંતા તપ જપ કીધાં, ન પડે કાંઇ ઠામ જી; આપ

તપે પરને સંતાપે, ક્રોધશું કેહો કામ જી. આદર૦ ॥ ૩૨ ॥ ક્ષમા કરંતાં ખરચ ન લાગે, ભાંગે ક્રોડ કલેશ જી; અરિહંત દેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પ્રદેશ જી. આદર૦ ॥૩૩॥ નગર માંહે નાગોર નગીનો, જિહાં જિનવર પ્રાસાદ જી; શ્રાવક લોક વસે અતિ સુખિયા, ધર્મતણે પરસાદ જી. આદર૦ ॥ ૩૪ ॥ ક્ષમા છત્રીશી ખાંતે કીધી, આતમ પર ઉપગારજી; સાંભલતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપાર જી. આદર૦ ॥ ૩૫ ॥ જુગ પ્રધાન જિણચંદ્ર સૂરીસર, સકલચંદ તસુ શિષ્ય જી; સમયસુંદર તસુ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધ સંઘ જગીશ જી. આદર૦ ॥ ૩૬ ॥

---

## શ્રી વૈકુંઠ પંથ પ્રારંભ.

વૈકુંઠ પંથ બીહામણો, દોહીલો છે ઘાટ; આપણનો તિહાં કોઇ નહિં, જે દેખાડે વાટ. ॥ ૧ ॥ માર્ગ વહે રે ઉતાવલો, ઉડે ઝીણેરી ખેહ; કોઇ કોઇને પડખે નહિં, છાંડી જાય સનેહ. માર્ગ૦ ॥ ૨ ॥ એક ચાલ્યા બીજા ચાલશે, ત્રીજા ચાલણહાર; રાત દિવસ વહે વાટડી, પડખે નહિં લગાર. માર્ગ૦ ॥ ૩ ॥ પ્રાણીને પરિયાણું આવિયું, ન ગણે વાર કુવાર; ભદ્રા ભરણી યોગિણી, જો હોય સામો કાલ. માર્ગ૦ ॥ ૪ ॥ જમરૂપે બીહામણો, વાટે દીયે રે માર; કૃત કમાઇ પૂછશે, જીવનો કિરતાર. માર્ગ૦ ॥ ૫ ॥ લોભે વાહ્યો જીવડો. કરતો બહુ પાપ; અંતરજામી આગલે, કેમ કરીશ જવાબ. માર્ગ૦ ॥ ૬ ॥ જે વિણ ઘડી સરતો નહીં, જીવન પ્રાણ આધાર; તે વિણ વરસ વહી ગયાં, શુદ્ધ નહીં

સમાચાર, માર્ગ૦ ॥ ૭ ॥ આવ્યો તું જીવ એકલો, જાતાં નહીં કોઈ સાથ; પુણ્ય વિના તું પ્રાણિયા, ઘસતો જાઈશ હાથ. માર્ગ૦ ॥ ૮ ॥ મગ કોરી માંહે પેસીયે, તોહિ ન મેલે મોત; ચેતણહારા ચેતજો, જાશે ગોફણ ગોહા સોત. માર્ગ૦ ॥ ૯ ॥ છત્રપતિ ભૂપ કેઇ ગયા, સિદ્ધ સાધક લાખ; ક્રોડ ગમે કરણ આવટ્યા, અમર કોઇ જીવ દાખ. માર્ગ૦ ॥ ૧૦ ॥ આપણ દેખતાં જગ ગયો, આપણે પણ જાણા; ઋદ્ધિ મેલી રહેશે નહિં, મહોટા રાય ને રાણા. માર્ગ૦ ॥ ૧૧ ॥ દહાડે પહોતે આપણે, સહુ કોઇ જાશે; ધર્મ વિના તુમે પ્રાણિયા, પડશો નરકાવાસે. માર્ગ૦ ॥ ૧૨ ॥ સંબલ હોય તો ખાઇયે, નહિં તો મરીયે ભૂખ; આપણડો તિહાં કોઇ નહિં, જેહને કહીયે દુઃખ. માર્ગ૦ ॥ ૧૩ ॥ આગલ હાટ ન વાણીયા, ન કરે કોઇ ઉધાર; ગાંઠે હોય તો ખાઇયે, નહિં કોઈ દેઅણહાર. માર્ગ૦ ॥ ૧૪ ॥ નિશ્ચલ રહેવું છે નહિં, મ કરો મોડામોડ; પરસ્ત્રી પ્રીત ન માંડિયે, એ તો મહોટી ખોડ. માર્ગ૦ ॥ ૧૫ ॥ વસ્તુ પીયારી મત લીયો, મ કરો તાંત પિયારી; ધર્મ વિના જગ જીવને, હોશે અંતે ખુવારી. માર્ગ૦ ॥ ૧૬ ॥ કૂડ કપટ તમે મત કરો, જીવ રાખજો ઠામ; જીવ દયા પ્રતિપાલજો, જો હોય વૈકુંઠ કામ. માર્ગ૦ ॥ ૧૭ ॥ મહોટાં મંદિર માલીયાં, ઘર પણ ઘણેરી આથ; હીરા માણેક અતિ ઘણા, પણ કાંઈ નાવે સાથ. માર્ગ૦ ॥ ૧૮ ॥ કોડિ ગમે કુકર્મ કિયાં, કેતાં કહું તુમ આગલ; લખે કિણિ પરે પોહોંચીયે, પ્રભુજીશું કાગલ. માર્ગ૦ ॥ ૧૯ ॥ આગલ વૈતરણી વહે, તિહાં કોઈ ન તારે; ધર્મી તરી પાર પામશે, પાપી જાશે પાયાલે. માર્ગ૦ ॥ ૨૦ ॥

દીઠે મારગ ચાલીયે, ન ભરીયે કૂડી શાખ; કાલ કાયા પડી જાયશે, મસાણે ઉડશે રાખ. માર્ગ૦ ॥ ૨૧ ॥ જતન કરતાં જાયશે, ઉડી જાશે સાસ; માટી તે માટી થાયશે, ઉપર ઉગશે ઘાસ. માર્ગ૦ ॥ ૨૨ ॥ માય બાપ એ કેહના, કેહનો પરિવાર; પુત્ર પૌત્રાદિક કેહનાં, કેહની ઘરનાર. માર્ગ૦ ॥ ૨૩ ॥ કોઇ મ કરશો ગારવો, ધન જોબન કેરો; અંતે ઉગર્યો કોઈ નહી, આપણુથી ભલેરો. માર્ગ૦ ॥ ૨૪ ॥ મહારૂં મહારૂં કરતો થકો, પડ્યો માયા ને મોહ; લોચન બે મીંચાણુડાં, ( તવ ) ધણી અનેરાઈ હોય. માર્ગ૦ ॥ ૨૫ ॥ જે જિહાં તે તિહાં રહ્યું, ચાલ્યો એકલો આપ; સાથે સંગતે બે થયાં, એક પુણ્ય ને પાપ. માર્ગ૦ ॥ ૨૬ ॥ સુગુરૂ સુસાધુ વંદિયે, મંત્ર મહોટો નવકાર; દેવ અરિહંતને પૂજીયે, જેમ તરીયે સંસાર. માર્ગ૦ ॥ ૨૭ ॥ શાલિભદ્ર સુખ ભોગવ્યાં, પાત્ર તણે અધિકાર; ખીર ખાંડ ઘૃત વહોરાવીયાં; પોહોતા મુક્તિ મઝાર. માર્ગ૦ ॥ ૨૮ ॥ તસ ઘર ઘોડા હાથીયા, રાજા દિયે બહુ માન; દાન દયા કરી દીજીયે, ભાવે સાધુને માન. માર્ગ૦ ॥ ૨૯ ॥ ધર્મે પુત્રજ રૂઅડા, ધર્મે રૂડી નાર; ધર્મે લક્ષ્મી પામીયે, ધર્મે જય જયકાર. માર્ગ૦ ॥ ૩૦ ॥ નવ નંદ મિત્તા મેલી ગયા, ડુંગર કેરા પાણા; સમુદ્રમાં થયા શંખલા, રાજા નંદનાં નાણાં. માર્ગ૦ ॥ ૩૧ ॥ પૂંજી મેલી મરી જાયશે, ખાવે ખરચવે ખોટા; તે કડાહ ઉપર થઈ, અવતર્યા મણિધર મહોટા. માર્ગ૦ ॥ ૩૨ ॥ માલ મેલી કરી એકઠા, ખરચે નવિ ખાય; લેઇ ભંડારે ભૂમિમાં, તિહાં કોઇ કાઢી જાય. માર્ગ૦ ॥ ૩૩ ॥ મુંજી લક્ષ્મી મેલશે, કેહને પાણી ન પાય; ધર્મ કાર્ય આવે નહીં, તે

ધૂલધાણી થાય. માર્ગ૦ ॥ ૩૪ ॥ જીવતાં દાન જે આપશે, પોતે જમણે હાથ; શ્રીભગવાન એમ ભાંખિયું, સહુ આવશે સાથ. માર્ગ૦ ॥ ૩૫ ॥ દયા કરી જે આપશે, ઉલટે અન્નનું દાન; અડસઠ તીર્થ ઇહાં અછે, વળી ગંગાસ્નાન. માર્ગ૦ ॥ ૩૬ ॥ જોગી જગમ ઘણા થાયશે, દુખિયા ઇણ સંસાર; ખીચડી ખાયે ખાંતશું, સાચો જિનધર્મ સાર. માર્ગ૦ ॥ ૩૭ ॥ ખાંડાની ધારે ચાલવું, સુણજો એ સાર; પરસ્ત્રી માત કરી જાણવી, લોભ ન કરવો લગાર. માર્ગ૦ ॥ ૩૮ ॥ કનક કામિની જેણે પરિહરી, તે તો કર્મથી છૂટા; ભીખારી ભમે ઘણા, બીજા ખીચડ ખુટા. માર્ગ૦ ॥ ૩૯ ॥ પાથરણે ધરતી ભલી, ઓઢણુ ભલું આકાશ; શણગારે શિયલ પહેરવું, તેહને મુક્તિનો વાસ. માર્ગ૦ ॥ ૪૦ ॥ ઉપવાસ આંબિલ નિત કરે, નિત અરિહંત ધ્યાન; કામ ક્રોધ લોભ પરિહરે, તેહને મુક્તિ નિધાન. માર્ગ૦ ॥ ૪૧ ॥ મનુષ્ય જન્મ પામી કરી, જે કરશે ધર્મ; સુખ સઘલાં એ સંપજે, છૂટે સર્વે કર્મ. માર્ગ૦ ॥ ૪૨ ॥ ધર્મે ધનજ પામીએ, ધર્મે સવિ સુખ થાય; અરિહંત નામ આરાધિયે, પાપ પ્રલયે જાય. માર્ગ૦ ॥ ૪૩ ॥ ખાટ પથરણે સુઇ રહો, ખાઓ નિત્ય ખાણું; એક અરિહંત નામ સંભારતાં, કયાં બેસે તુઝ નાણું. માર્ગ૦ ॥ ૪૪ ॥ મનસા વાચા કાયથી, લીજે ભગવંત નામ; સુખ સ્વર્ગનાં સંપજે, સીઝે વંછિત કામ. માર્ગ૦ ॥ ૪૫ ॥ ખાતાં પીતાં ખરચતાં, હઈડા મ કરે ખલખંચ; કાયા માયા કારમી, જોબન દહાડા પંચ. માર્ગ૦ ॥ ૪૬ ॥ કેહી સુચંગી વાડીયો, કેહી સુચંગી નાર; કેતે માટી હોઈ રહી, કેતે ભયે અંગાર. માર્ગ૦ ॥ ૪૭ ॥ હંસ રાજા જબ ઉડીયો, તવ કોઈ ન કરે સાર; સગાં કુટુંબ સહુ એમ ભણે, વહી

કાઢો બાર. માર્ગ૦ ॥ ૪૮ ॥ મિત્ર પુત્રાદિક તિહાં લગે, તિહાં લગે સ્નેહ ભરપૂર; હંસરાજા જબ ચાલિયા, તવ થયા સહુ દૂર. માર્ગ૦ ॥ ૪૯ ॥ જેવો જાણ્યો તેવો કાઢિયો, નવિ માગીયો ભાગ; આગલ ખોખર હાંડલી, માંહે અધબલતી આગ. માર્ગ૦ ॥ ૫૦ ॥ પતિત પાવન પ્રભુજી તમે, સુણો હો દિન-નાથ, સંસાર સાગરમાંહિ બુડતાં, દેજો તુમે હાથ. માર્ગ૦ ॥ ૫૧ ॥ સાંભલો સ્વામી શામલા, મોરી અરદાસ; હું માગું પ્રભુ એટલું, દેજો વૈકુંઠ વાસ. માર્ગ૦ ॥ ૫૨ ॥ અહંકાર ચિત્ત ન આણીયે, કેહને ગાલ ન દીજે; કામ ક્રોધ લોભ મારિયે, તો અમરફલ લીજે. માર્ગ૦ ॥ ૫૩ ॥ કરત કમાઇ જોડિયે, કેહને દોષ ન દીજે; વિષનાં ફલ જો વાવીએ, તો અમૃત ફલ કેમ લીજે. માર્ગ૦ ॥ ૫૪ ॥ છતી ઋદ્ધે ખરચે નહિં, તે પણ મુરખ મહોટા; ઠાલો આવ્યો ભૂલો જાયસે, આગલ પડશે સોટા. માર્ગ૦ ॥ ૫૫ ॥ ચોરાશી લાખ જીવ જોનિમાં, ફિરિયા વાર અનંત; મુનિ ભીમ ભણે અરિહંત જપો, જિમ પામો ભવ અંત. માર્ગ૦ ॥ ૫૬ ॥ સંવત સોલ નવ્વાણુંયે, બીજને બુધવાર; આસો માસે ગાઇયો. છીકારી નગરી મઝાર. માર્ગ૦ ॥ ૫૭ ॥ ભીમ ભણે સહુ સાંભળો, મત સંચો દામ; જિમણે હાથે વાવરો, તો સહિ આવશે કામ. માર્ગ૦ ॥ ૫૮ ॥ ભીમ ભણે સહુ સાંભળો, નવિ કીજે પાપ; ઓછો અધિકો જે મેં કહ્યો, તે તમે કરશો માફ. માર્ગ૦ ॥ ૫૯ ॥



# શ્રી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનું ત્રિઢાલીયું.

દુહા.

શાસન નાયક સુખકરૂ; વંદી વીર જિણુન્દ,
પૃથ્વીચંદ્ર ગુણ ગાઈશું, ગુણસાગર ગુણકન્દ. ॥ ૧ ॥
ઉત્તમના ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
વાત ઘણી વૈરાગ્યની, સાંભળજો મન રંગ. ॥ ૨ ॥
શંખ કળાવતી ભવ થકી, ભવ એકવીશ સંબન્ધ;
ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ. ॥ ૩ ॥
પણ એકવીશમા ભવ તણો. અલ્પ કહું અધિકાર;
સાંભળજો સનમુખ થઇ, આતમને હિતકાર. ॥ ૪ ॥

ઢાળ પહેલી, કંત તમાકુ પરિહરો—એ દેશી.

નગરી અયોધ્યા અતિ ભલી, રાજ કરે હરિસિંહ, મેરે લાલ; પ્રિયા પદ્માવતી તેહને, સુખ વિલસે ગુણ ગેહ; મેરે લાલ, ચતુર સનેહી સાંભળો. ॥૧॥ એ આંકણી. ॥ સર્વાર્થથી સુર ચવી, તસ કુખે અવતાર; મે૦ રૂપ કળા ગુણ આગલો, પૃથ્વીચંદ્ર કુમાર. મે૦ ચ૦ ॥ ૨ ॥ સમ પરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર; મે૦ પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠ ઉદાર. મે૦ ચ૦ ॥ ૩ ॥ ગીત વિલાપની સમ ગણે, નાટક કાય કલેશ; સે૦ આભૂષણ તનુભાર છે, ભોગને રોગ ગણેશ. મે૦ ચ૦ ॥ ૪ ॥ હું નિજ તાતને આગ્રહે, સંકટ પડિયો જેમ; મે૦ પણ પ્રતિબોધું એ પ્રિયા, માત પિતા પણ એમ. મે૦ ચ૦ ॥ ૫ ॥ જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર; મે૦ એમ શુભ ધ્યાને ગુણનિલો, પહોત્યો ભવન મોઝાર. મે૦ ચ૦ ॥ ૬ ॥ નારી આઠને ઈમ કહે,

સાંભળો ગુણની ખાણ; મે૦ ભોગવતાં સુખભોગ છે, વિપાક કડવા જાણ. મે૦ ચ૦ ॥૭॥ કિંપાક ફળ અતિ મધુર છે, ખાધે છંડે પ્રાણ; મે૦ તેમ વિષય સુખ જાણજો, એહવી જિનજીની વાણ. મે૦ ચ૦ ॥ ૮ ॥ અગ્નિ જો તૃપ્તિ ઇંધણે; નદીએ જલધિ પૂરાય; મે૦ તો વિષય સુખ ભોગથી, જીવ ને તૃપ્તિ થાય. મે૦ ચ૦ ॥ ૯ ॥ ભવ ભવ ભમતાં જીવડે, જેહ આરોગ્યાં ધાન; મે૦ તે સવિ એકઠાં જો કરે, તો સવિ ગિરિવર માન. મે૦ ચ૦ ॥ ૧૦ ॥ વિષય સુખ પર-લોકમેં, ભોગવિયાં ઇણ જીવ; મે૦ તો પણ તૃપ્તિજ નવિ થયો, કાળ અસંખ્ય અતીવ. મે૦ ચ૦ ॥ ૧૧ ॥ ચતુરા સમજો સુંદરી, મુંઝો મત વિષયને કાજ; મે૦ સંસાર અટવી ઉતરી, લહિએ શિવપુર રાજ. મે૦ ચ૦ ॥ ૧૨ ॥ કુંવરની વાણી સાંભળી, બુઝી ચતુર સુજાણ; મે૦ લઘુકર્મી કહે સાહિબા, ઉપાય કહો ગુણખાણ. મે૦ ચ૦ ॥ ૧૩ ॥ કુંવર કહે સંયમ ગ્રહો, અદ્‌ભુત એહ ઉપાય; મે૦ નારી કહે એમ વિસરજો, સંયમે વાર ન થાય. મે૦ ચ૦ ॥ ૧૪ ॥ કુંવર કહે પડખો તુમે, હમણા નહિં ગુરૂ જોગ; મે૦ સદ્‌ગુરૂ જોગે સાધશું, સંયમ છાંડી ભોગ. મે૦ ચ૦ ॥ ૧૫ ॥ માત પિતા મન ચિંતવે, નારીને વશ નવી થાય; મે૦ ઉલટી નારી વશ કરી, કુંવરનું ગાયું ગાય. મે૦ ચ૦ ॥ ૧૬ ॥ જો હવે રાજા કીજીએ, તો ભળશે રાજ્યને કાજ; મે૦ નરપતિ ઇમ મન ચિંતવી, થાપે કુંવરને રાજ. મે૦ ચ૦ ॥ ૧૭ ॥ પિતા ઉપ-રોધે આદરે. ચિંતે મોહના ઘાટ; મે૦ પાળે રાજ્ય વૈરા-ગીયો, જોતો ગુરૂની વાટ. મે૦ ચ૦ ॥ ૧૮ ॥ રાજ્ય સભાએ અન્યદા, પૃથ્વીચંદ્ર સોહંત; મે૦ ઇણ અવસર વ્યવહારીઓ,

સુધન નામે આવંત. મે૦ ચ૦ ॥ ॥ ૧૯ ॥ રાજા પૂછે તેહને કોણ કોણ જોયા દેશ; મે૦ આશ્ચર્ય દીઠું જે તુમે, ભાંખો તેહ વિશેષ. મે૦ ચ૦ ॥ ૨૦ ॥ શેઠ કહે સુણ સાહીબા, એક વિનોદના વાત; મે૦ સાંભળતાં સુખ ઉપજે, ભાખું તે અવદાત. મે૦ ચ૦ ॥ ૨૧ ॥

દુહા.

કોતુક જોતાં બહુ ગયે, કાળ અનાદિ અનંત;
પણ તે કૌતુક જગ વડું. સુણતાં આતમ શાંત. ॥ ૧ ॥
કોતુક સુણતાં જે હુવે, આતમનો ઉપકાર;
વક્તા શ્રોતા મન ગહગહે, કૌતુક તેહ ઉદાર.

**ઢાળ બીજી** ( ગિરિ વૈતાઢયની ઉપરે—એ દેશી. )

આવ્યા ગજપુર નયરથી, તિહાં વસે વ્યવહારી રે લો; અહો તિહાં વસે વ્યાવહારી રે લો. રત્નસંચય તસ નામ છે, સુમંગલા તસ નારી રે લો. અહો સુમંગલા તસ નારી રે લો. ॥ ૧ ॥ ગુણસાગર તસ નંદનો, વિદ્યા ગુણનો દરિયો રે લો; અ૦ વિદ્યા૦ ગોખે બેઠો અન્યદા, જુએ તે સુખ ભરિયો રે લો. અ૦ જુએ૦ ॥ ૨ ॥ રાજપંથે મુનિ મલપતો, દીઠો સમ ભરિયો રે લો; અ૦ દી૦ તે દેખી શુભચિંતને, પૂરવ ચરણ સાંભરિયો રે લો. અ૦ પૂ૦ ॥ ૩ ॥ માત પિતાને એમ કહે, સુખીઓ મુજ કીજે રે લો; અ૦ સુ૦ સંયમ લેશું હું સહી, આજ્ઞા મુજ દીજે રે લો. અ૦ આ૦ ॥ ૪ ॥ માત પિતા કહે નાનડા, સંયમે ઉમયો રે લો; અ૦ સં૦ તો પણ પરણો પદમણી, અમ મન હરખાવો રે લો. અ૦ અ૦ ॥ ૫ ॥ સંયમ લેજો તે પછી, અન્તરાય ન

કરશું રે લો. અ૦ અ૦ વિનયી વાત અંગી કરી, પછી સંયમે વરશું રે લો અ૦ પછી૦ ॥ ૬ ॥ આઠ કન્યાના તાતને, ઇમ ભાખે વ્યવહારી રે લો; અ૦ ઇ૦ અમ સુત પરણવા માત્રથી, થાશે સંયમધારી રે લો; અ૦ થા૦ ॥ ૭ ॥ ઈમ સુણી મન ચમકિયા, વર બીજો કરશું રે લો; અ૦ વ૦ કન્યા કહે નિજ તાતને, આ ભવ અવર ન વરશું રે લો. અ૦ આ૦ ॥ ૮ ॥ જે જે કરશે ગુણનિધિ, અમો તેહ આદરશું રે લો; અ૦ અ૦ રાગ વૈરાગે હોયમાં, તસ આણા શીર ધરશું રે લો. અ૦ ત૦ ॥ ૯ ॥ કન્યા આઠના વચનથી, હરખ્યા તે વ્યવહારી રે લો; અ૦ હ૦ વિવાહ મહોત્સવ માંડીયા, ધવલ મંગલ ગાવે નારી રે લો. અ૦ ધ૦ ॥ ૧૦ ॥ ગુણસાગર ગિરૂઓ હવે, વરઘોડે વર સોહે રે લો; અ૦ વ૦ ચોરી માંહે આવીયા, કન્યાનાં મન મોહે રે લો. અ૦ ક૦ ॥ ૧૧ ॥ હાથ મેળાવો હર્ષશું, સાજન જન સહુ મળિયા રે લો; અ૦ સા૦ હવે કુમર શુભ ચિત્તમેં, ધર્મધ્યાન સાંભરિયા રે લો. અ૦ ધ૦ ॥ ૧૨ ॥ સંયમ લેઇ સુગુરૂ કને શ્રુત ભણશું સુખકારી રે લો; અ૦ શ્રુ૦. સમતા રસમાં ઝીલશું કામ કષાયને વારી રે લો. અ૦ કા૦ ॥ ૧૩ ॥ ગુરૂ વિનય નિત્ય સેવશું, તપ તપશું મનોહારી રે લો; અ૦ ત૦ દોષ બેંતાલીશ ટાલશું, માયા લોભ નિવારી રે લો. અ૦ મા૦ ॥ ૧૪ ॥ જીવિત મરણે સમપણું, સમ તૃણ મણિ ગણશું રે લો; અ૦ સ૦ સંયમયોગે થિર થઈ, મોહ રિપુને હણશું રે રે લો. અ૦ મો૦ ॥ ૧૫ ॥ ગુણસાગર ગુણ શ્રણિયે, થયા કેવળનાણી રે લો. અ૦ થ૦ નારી પણ મન ચિંતવે, વરીએ અમે ગુણખાણી રે લો. અ૦ વ૦ ॥ ૧૬ ॥ અમે પણ સંયમ

સાધશું, નાથ નગીના સાથે રે લો, અ૦ ના૦. એમ આઠે થઈ કેવળી, તે સવિ પિયુડા હાથે રે લો. અ૦ તે૦ ॥ ૧૭ ॥ અંબર ગાજે દુંદુભી, જય જયરવ કરતા રે લો; અ૦ જ૦ સાધુ વેષ તે સુરવરા, સેવાને અનુસરતા રે લો. અ૦ સે૦ ॥ ૪૮ ॥ ગુણુસાગર મુનિરાજના, માતા પિતા તે દેખી રે લો, અ૦ મા૦ શુભ સંવેગે કેવળી, ઘાતી ચાર ઉવેખી રે. અ૦ ઘા૦ ॥ ૧૯ ॥ નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણી રે લો; અ૦ મ૦. શંખ કળાવતી ભવથકી, નિજ ચરિત્ર વખાણી રે લો. અ૦ નિ૦ ॥ ૨૦ ॥ ભવ એકવીશ તે સાંભળી, બુઝયા કેઇ પ્રાણી રે લો; અ૦ બુ૦. સુધન કહે સુણો સાહેબ અત્ર આવ્યો ઉમાહી રે લો. અ૦ અ૦ ॥ ૨૧ ॥ પણ તે કૌતુક દેખવા, મનડો મુજ હરખાયો રે લો; અ૦ મ૦ કેવળજ્ઞાની મુજ કહે, કૌતુક ઉલ્લાસે રે લો. અ૦ કૌ૦ ॥ ૨૨ ॥ એહથી અધિકું દેખશો, અયોધ્યા નામા ગ્રામે રે લો; અ૦ અ૦ તે નિસુણી મુનિ પાય નમી, આવ્યો ઈણુ ઠામે રે લો. અ૦ આ૦ ॥ ૨૩ ॥ કૌતુક તુમ પ્રસાદથી, જોશું સુખકામી રે લો; અ૦ જો૦ એમ કહીને સુધન તિહાં, ઉભો શીર નામી રે લો. અ૦ ઉ૦ ॥ ૨૪ ॥

દુહા.

પૃથ્વીચંદ્ર તે સાંભળી, વાધ્યો મન વૈરાગ્ય;
ધન ધન તે ગુણુસાગરૂ, પામ્યો ભવજળ તાગ. ॥ ૧ ॥

હું નિજ તાતને દાક્ષિણ્યે, પડિયો રાજ્ય મોઝાર;
પણુ હવે નીસરશું કદા, થાશું કબ અણુગાર. ॥ ૨ ॥

**ઢાળ ત્રીજી.** (પૂજ્ય પધારો હો નગરી અમ તણી-એ દેશી)

ધન ધન જે મુનિવર ધ્યાને રમે, કરતા આતમ શુદ્ધ મુનીસર; રાજા ચિંતે સદ્‌ગુરૂ સેવના, કરશું નિર્મળ બુદ્ધ. મુનીસર; ધન ધન જે મુનિવર ધ્યાને રમે ॥ ૧ ॥ એ આંકણી ॥ કબ હું સમ દમ સુમતિ સેવશું, ધરશું આતમ ધ્યાન; મુ૦ ઇમ ચિંતવતા અપૂરવ ગુણ ચઢે, શ્રેણીએ શુકલ ધ્યાન, મુ૦ ધન૦ ॥ ૨ ॥ ધ્યાન બળે સવિ આવરણ ક્ષય કરી; પામ્યા કેવળજ્ઞાન; મુ૦ હર્ષ ધરી સોહમપતિ આવિયા, વેષ દીયે બહુ માન. મુ૦ ધન૦ ॥ ૩ ॥ સાંભળી માત પિતા મન સંભ્રમે, આવ્યા પુત્રની પાસ; મુ૦ એ શું એ શું એણી પેરે બોલતા, હરિસિંહ હર્ષ ઉલ્લાસ. મુ૦ ધન૦ ॥ ૪ ॥ દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અંગ ન માય; મુ૦ સંવેગ રંગ તરંગમાં ઝીલતી, આઠે કેવળી થાય. મુ૦ ધન૦ ॥ ૫ ॥ સારથ સુધન પણ ચિંતવે, કૌતુક અદ્‌ભુત દીઠ; મુ૦ નરપતિ પૂછે મુનિ ચરણે નમી, સ્નેહનું કારણ જિઠ્ઠ. મુ૦ ધન૦ ॥ ૬ ॥ કેવળી કહે પૂરવ ભવ સાંભળો, નયરી ચંપા જય રાય; મુ૦ સુંદરી પ્રિયમતી નામે તેહને, કુસુમાયુધ સુત થાય. મુ૦ ધ૦ ॥ ૭ ॥ દંપતિ સંયમ પાળી શુભમના, વિજય વિમાન તે જાય; મુ૦ અનુત્તર સુખ વિલસી સુર તે ચવ્યા, થયા તુમે રાણી ને રાય. મુ૦ ધ૦ ॥ ૮ ॥ કુસુમાયુધ પણ સંયમ સુર ચવી, થયો તુમ સુત તણે નેહ; મુ૦ માતપિતા પણ પૃથ્વીચંદ્રના, સુણી થયા કેવળી તેહ. મુ૦ ધન૦ ॥ ૯ ॥ સારથ પૂછે પૃથ્વીચંદ્રને, ગુણસાગર તુમે કેમ, મુ૦ મુનિ કહે પૂરવ ભવ અમ નંદનો, કુસુમકેતુ તસ

નામ. મુ૦ ધન૦ ॥૧૦॥ એહિજ દયિતા હોયને તે ભવે, સંયમ પાળી તે સાર; મુ૦ સમ ધર્મે સવિ અનુત્તર ઉપન્યા આ ભવ પણ થઈ નાર. મુ૦ ધન૦ ॥૧૧॥ સાંભળી સુધન શ્રાવક વ્રત લહે, બીજા પણ બહુ બોધ; મુ૦ પૃથ્વી વિચરે પૃથ્વીચંદ્રજી, સાદિ અનંત થયા સિદ્ધ. મુ૦ ધન૦॥૧૨॥ નિત નિત ઉઠી હું તસ વંદન કરૂં, જેણે જગ જીત્યો રે મોહ; મુ૦ ચડતે રંગે હો સમસુખ સાગરૂ, કરતો શ્રેણી આરોહ. મુ૦ ધન૦ ॥૧૩॥ જગ ઉપકારી હો જગ હેતુ વછલું, દીઠે પરમ કલ્યાણ; મુ૦ વિરહ મ પડશો હો એહવા મુનિ તણો, જાવ લહું નિરવાણ. મુ૦ ધન૦ ॥૧૪॥ મુનિવર ધ્યાને હો જન ઉત્તમ પદ વરે, રૂપ કળા ગુણ જ્ઞાન; મુ૦ કીર્તિ કમળા હો વિમળા વિસ્તરે, જીવવિજય ધરે ધ્યાન. મુ૦ ધન૦ ॥૧૫॥

## શ્રી ગજસુકુમાલની સજ્ઝાય.

સોના કેરા કાંગરા ને, રૂપા કેરા ગઢ રે; કૃષ્ણજીની દ્વારિકા, જોવાની લાગી રઢ રે; ચીરંજીવો કુમર તમે ગજસુકુમાલ રે, આ પુરા પુણ્યે પામીયા. ॥૧॥ નેમ જાણી આવ્યા વંદન ચાલ્યા ભાઈ રે, ગજસુકુમાલ વીરો સાથે બોલાઈ રે; ચીરંજીવો૦ ॥૨॥ વાણી સુણી મીઠી લાગી, મન મોટું એમાં રે; શ્રી જૈન ધર્મ વિના, સાર નથી શેમાં રે; ચીરંજીવો૦ ॥૩॥ ઘરે આવી એમ બોલે, આજ્ઞા આપો માડી રે; સંજમ લેશું સુખે જેથી, જેમ પામું શાતા રે; ચીરંજીવો૦ ॥૪॥ કુમરની વાણી સુણી, મુરછાણી માડી રે; કુમર કુમર કેતાં આંખે, નથી માતાં પાણી રે; ચીરંજીવો૦

॥ ૫ ॥ હૈયા કેરા હાર જાયા, તજી કેમ જાસો રે; દેવનો દીધેલ તુમ વિના, સુખ નવિ થાયે રે; ચીરંજીવો૦ ॥ ૬ ॥ સંજમ ખાંડાની ધાર, એમાં નથી સુખ રે; બાવીશ પરીસહ જીતવા, એ છે અતિ દુઃખ રે; ચીરંજીવો૦ ॥ ૭ ॥ દુઃખથી બળેલો દેખો, સંસાર આ ખોટો રે; કાયાને માયાને જાણું, પાણીનો પરપોટો રે; ચીરંજીવો૦ ॥ ૮ ॥ જાદવ કૃષ્ણ એમ ભણે, રાજ કરો ભાઇ રે; આજ્ઞા આપો આણા સ્થાપો, છત્ર શીર ધારો રે; ચીરંજીવો૦ ॥ ૯ ॥ સોનૈયાની થેલી કાઢી, ભંડારી બોલાવો રે; ઓઘો પાત્રા લાવો તમે, દીક્ષા આપો ભાઇ રે; ચીરંજીવો૦ ॥ ૧૦ ॥ આજ્ઞા પામી મોછવ કીધો, દીક્ષા આપે લીધી રે; દેવકી કહે છે જાયા, સંજમે ચિત્ત સ્થાપો રે; ચીરંજીવો૦ ॥ ૧૧ ॥ મુજને તજીને જાયા, માતા મતી કરજે રે; કરમ ખપાવી ઇણુ ભવે, વેલો મુક્તિ વરજે રે; ચીરંજીવો૦ ॥ ૧૨ ॥ ગુરૂ આજ્ઞા લઇ કરી, મસાણે કાઉસ્સગ્ગ કીધું રે; સસરાએ ખેરા ઠવ્યા, શાંત રસ પીધું રે; ચીરંજીવો૦ ॥ ૧૩ ॥ વેદના અનંત સહી, દોષ નવી જોયું રે; ઘર ભાતું લઈ કેવલ, મુક્તિએ મોહ્યું રે; ચીરંજીવો૦ ॥ ૧૪ ॥ ધન કુમર જન્મ્યા, ગજસુકુમાલ નામે રે; સમરથ થઈ જેણે, તાર્યા આતમકાજ રે; ચીરંજીવો૦ ॥ ૧૫ ॥

## શ્રી દ્વારિકા નગરીની સજઝાય.

દોનું બંધન આરડે, દુઃખ ધરતાં મન માંહિ;
બલતી દેખી દ્વારિકા, કીજે કવણ ઉપાય. ॥ ૧ ॥
રતન ભીંત સોવન તણી, તેહ બલે તતકાલ;
સોવન થંભા કાંગરા, જાણે બલે પરાલ. ॥ ૨ ॥

(ઢાળ)–બળતી દ્વારિકા દેખી રે, ભાઈ ઘણા થયા દિલગીર રે; હઈડું તે લાગ્યું ફાટવા રે, ભાઈ નયણે વછુટ્યાં નીર રે. માધવ એમ બોલે. ॥૧॥ એ આંકણી. ॥ બે બંધવ મળીને તિહાં રે, ભાઈ વાત કરે કરૂણાય; દુઃખ સાલે દ્વારિકા તણું રે, ભાઈ અબ કીજે કવણ ઉપાય રે. મા૦ ॥ ૨ ॥ કયાં રે દ્વારિકાંની સાહીબી રે, ભાઈ કિહાં ગજદલનો ઠાઠ; સજ્જનનો મેળો કિહાં રે, ભાઈ ક્ષણમાં હુવા ઘણઘાટ રે. મા૦ ॥ ૩ ॥ હાથી ઘોડા રથ બળે રે, ભાઈ બેંતાલી બેંતાલી લાખ; અડતાળી ક્રોડ પાળા હતા રે, ભાઈ ક્ષણમાં હુઇ ગયા રાખ રે. મા૦ ॥ ૪ ॥ હળધરને હરિજી કહે રે, ભાઈ ધિક્ કાયરપણું મોય; નગરી બળે મુજ દેખતાં રે, ભાઇ મુજ જોર ન ચાલે કોય રે. મા૦ ॥ ૫ ॥ નગરી બળે મુજ દેખતાં રે, ભાઈ રાખી ન શકું રે જેમ; ઈંદ્ર ધનુષ મેં ચડાવીયું રે, ભાઇ એ બળ ભાગ્યું કેમ રે. મા૦ ॥ ૬ ॥ જેણિ દિશે જોતાં તેણી દિસે રે, ભાઇ સેવક સહસ્ર અનેક; હાથ જોડી ઉભા ખડા રે, ભાઇ આજ ન દીસે એક રે. મા૦ ॥ ૭ ॥ મોટા મોટા રાજવી રે, ભાઇ શરણે રહેતા આય; ઉલટો શરણો તાકીયો રે, ભાઈ વેરણ વેળા આય રે. મા૦ ॥ ૮ ॥ વાદળ વીજ તણી પરે રે, ભાઇ ઋદ્ધિ બદલાયે સોય; ઇણ દોહિલીમેં આપણો રે, ભાઈ સગો ન દીસે કોય રે. મા૦ ॥ ૯ ॥ મહેલ ઉપગરણ આયુધ બળે રે, ભાઈ બળે સહુ પરિવાર; આ આપદા પૂરી પડી રે, ભાઇ કીજે કવણ વિચાર રે. મા૦ ॥ ૧૦ ॥ વળતા હળધર ઇમ કહે રે. ભાઈ પ્રગટ્યાં પૂર્વનાં પાપ; બીજું તો સઘળું રહ્યું રે, ભાઈ માંહિ બળે માય બાપ રે. મા૦ ॥ ૧૧ ॥ દોનું બંધવ માંહ

ધસ્યા રે, ભાઇ નગરીમાં ચાલ્યા જાય; રથ જોડી તેણે સમેરે ભાઇ માંહે ઘાલ્યા માય તાય રે. મા૦ ॥ ૧૨ ॥ દોનું બંધવ જુતીયા રે, ભાઇ આવ્યા પોળને માંય; દોનું બંધવ બહાર નીકળ્યા રે, ભાઇ દરવાજો પડિયો આય રે. મા૦ ॥ ૧૩ ॥ પાછું વાળી જુએ તિહાં રે, ભાઈ ઘણા થયાં દિલગીર; છાતી તે લાગી ફાટવા રે, ભાઇ નયણે વછુટ્યાં નીર રે. મા૦ ॥ ૧૪ ॥ હળધર ને હરિજી કહે રે, ભાઇ સાંભળ બંધવ વાત; કિણી દિશિ આપણુ જાઇશું રે, ભાઇ તે દિશા મોય બતાય રે. મા૦ ॥ ૧૫ ॥ વચન સુણી બંધવ તણાં રે, ભાઈ હળધર બોલે એહ; પાંડવ ભાઈ કુંતા તણા રે ભાઈ અબ ચાલો તેહને ગેહ રે. મા૦ ॥ ૧૬ ॥ વયણ સુણી હળધર તણાં રે, ભાઇ માધવ બોલે એમ; દેશવટો દેઈ કાઢીયા રે, ભાઇ તે ઘેર જાવું કેમ રે. મા૦ ॥ ૧૭ ॥ વળતાં હળધર એમ કહે રે, ભાઈ દેખી હોશે દિલગીર; તે કેમ અવગુણ આણશે રે, ભાઇ ગિરૂઆ ગુણ ગંભીર રે. મા૦ ॥ ૧૮ ॥ તેં તેહનાં કારજ કીધાં રે, ભાઇ ધાતકીખંડમેં જાય; દ્રૌપદી સોંપી આણીને રે ભાઈ તે કેમ ભૂલશે ભાય રે. મા૦ ॥ ૧૯ ॥ અહંકારી શિર શેહરો રે, ભાઇ એહવી સંપદા પાય; તે નર પાળા ચાલીયા રે, ભાઈ આપદા પડી બહુ આય રે. મા૦ ॥ ૨૦ ॥ પાંડવ મથુરા પ્રગટી જિહાં રે, ભાઈ અગ્નિ ખુણ સમુદ્ર તીર; તે નગરી ભણી ચાલીયા રે, ભાઇ બંધવ બેહુ સધીર રે. મા૦ ॥ ૨૧ ॥ જે નર શય્યાએ પોઢતા રે, ભાઇ તે નર પાળા હોય; કર જોડી વિનયવિજે એમ ભણે રે, ભાઇ આ ભવ પાર ઉતાર રે. મા૦ ॥ ૨૨ ॥

## પંડિત શ્રી દેવચંદ્રજી કૃત. પંચ ભાવના

### દુહા.

સ્વસ્તિ શ્રી મંદિર પરમ, ધર્મ ધામ સુખ ઠામ;
સ્યાદવાદ પરિણામ ધર, પ્રણમું ચેતન રામ. ॥ ૧ ॥
મહાવીર જિનવર નમું, ભદ્રબાહુ સૂરીશ;
વંદી શ્રી જિનભદ્ર ગણી, શ્રી ક્ષેમેંદ્ર મુનીશ. ॥ ૨ ॥

સદ્ગુરૂ શાસન દેવ નમી, બૃહત્કલ્પ અનુસાર;
શુદ્ધ ભાવના સાધુની, ભાવીશ પંચ પ્રકાર. ॥ ૩ ॥
ઇંદ્રિય યોગ કષાયને, જિપે મુનિ નિશંક;
ઇણુ જીતે કુધ્યાન જય, જાયે ચિત્ત તરંગ. ॥ ૪ ॥

પ્રથમ ભાવના શ્રુતતણી, બીજી તપ તિય સત્ત્વ;
તુરિય એકત્વ ભાવના, પંચમ ભાવ સુતત્ત્વ. ॥ ૫ ॥
શ્રુત ભાવના મન સ્થિર કરે, ટાલે ભવનો ખેદ;
તપ ભાવના કાયા દમે, વમે વેદ ઉમેદ. ॥ ૬ ॥

સત્ત્વભાવ નિર્ભય દશા, નિજ લઘુતા એકભાવ;
તત્ત્વભાવના આત્મગુણ, સિદ્ધિ સાધના દાવ. ॥ ૭ ॥

**ઢાળ ૧ લી.** લોકસ્વરૂપ વિચારો આત્મા રે—એ દેશી

શ્રુત અભ્યાસ કરો મુનિવર સદા રે, અંતિચાર સહુ ટાલ; હીન અધિક અક્ષર મત ઉચ્ચરો રે, શબ્દ અર્થ સંભાલ. શ્રુત૦ ॥૧॥ સૂક્ષ્મ અર્થ અગોચર દૃષ્ટિથી રે, રૂપી રૂપ વિહીન; જેહ અતીત અનાગત વર્તતાં રે, જાણે જ્ઞાની લીન. શ્રુત૦

॥ ૨ ॥ નિત્ય અનિત્ય એક અનેકતા રે, સદસદ્ભાવ સ્વરૂપ; છએ ભાવ એક દ્રવ્ય પરિણમ્યા રે, એક સમયમાં અનુપ. શ્રુત૦ ॥ ૩ ॥ ઉત્સર્ગ અપવાદ પદે કરી રે, જાણે સહુ શ્રુત ચાલ; વચન વિરોધ નિવારે યુક્તિથી રે, થાપે દૂષણ ટાલ. શ્રુત૦ ॥ ૪ ॥ દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક ધરે રે, નયગમ ભંગ અનેક; નય સામાન્ય વિશેષે બિહુ ગ્રહે રે, લોકાલોક વિવેક. શ્રુત૦ ॥ ૫ ॥ નંદીસૂત્રે ઉપગારી કહ્યો રે, વળી અસુચ્ચા ઠામ; દ્રવ્યશ્રુતને વાંદ્યો ગણધરે રે, ભગવઈ અંગે નામ. શ્રુત૦ ॥ ૬ ॥ શ્રુત અભ્યાસે જિનપદ પામિયે રે, છઠ્ઠે અંગે શાખ, શ્રુતનાણા કેવલનાણી સમો રે, પન્નવણિજ્જે ભાખ. શ્રુત૦ ॥૭॥ શ્રુતધારી આરાધક સર્વનો રે, જાણે અર્થ સ્વભાવ; નિજ આતમ પરમાતમ સમ ગ્રહે રે, ધ્યાવે તે નય-દાવ શ્રુત૦ ॥ ૮ ॥ સંયમ દરસન તે જ્ઞાને વધે રે, ધ્યાને શિવ સાધંત; ભવ સ્વરૂપ ચઉગતિનો તે લખે રે, તેણે સંસાર તજંત. શ્રુત૦ ॥ ૯ ॥ ઇંદ્રિય સુખ ચંચલ જાણી તજે રે, નવ નવ અર્થ તરંગ; જીમ જીમ પામે તિમ મન ઉલ્લસે રે, વસે ન ચિત્ત અનંગ. શ્રુત૦ ॥ ૧૦ ॥ કાલ અસંખ્યાતાના ભવ લખે રે, ઉપદેશક પણ તેહ; પરભવ સાથી આલંબન ખરો રે, ચરણ વિના શિવગેહ. શ્રુત૦ ॥ ૧૧ ॥ પંચમ કાલે શ્રુતબલ પણ ઘટ્યો રે, તો પણ એહ આધાર; દેવચંદ્ર જિનમતનો તત્ત્વ એ રે, શ્રુતશું ધરજો પ્યાર. શ્રુત૦ ॥ ૧૨ ॥

ઢાળ ૨ જી. અનુમતિ દીધી માયે રોવતી—એ દેશી

રયણાવલી કનકાવલી, મુક્તાવલી ગુણરયણ; વજ્રમધ્ય ને જવમધ્ય એ, તપ કરીએ હો જીપો રિપુ મયણ. ॥૧॥ ભવિયણ

તપગુણ આદરો. એ આંકણી ॥ તપ તેજે રે, છીજે સહુ કર્મ; વિષય વિકાર સહુ ટલે, મન ગંજે રે ભંજે ભવ ભર્મ. ભવિ૦ ॥૨॥ જોગ જય ઇંદ્રિય જય તદા, તપ જાણો હો કર્મસૂદન સાર; ઉવહાણે યોગ દુહા કરી, શિવ સાધે રે સૂધા અણગાર, ભવિ૦ ॥૩॥ જીમ જીમ પ્રતિજ્ઞા દ્દઢ થકો, વૈરાગીએ તપસી મુનિરાય; તિમ તિમ અશુભ દલ છીજવે, રવિ તેજે રે જીમ શીત વિલાય. ભવિ૦ ॥ ૪ ॥ જે ભિક્ષુ પડિમા આદરે, આસન અકંપ સુધીર; અતિ લીન સમતા ભાવમા, તૃણની પરે હો જાણંત શરીર. ભવિ૦ ॥ ૫ ॥ જિણ સાધુ તપ તરવારથી, સૂંડ્યો છે હો અરિ મોહ ગયંદ; તિણ સાધુનો હું દાસ છું, નિત્ય વંદું રે તસ પય અરવિંદ. ભવિ૦ ॥ ૬ ॥ આચાર સૂયગડાં-ગમાં, તિમ કહ્યો ભગવઈ અંગ; ઉત્તરાધ્યયન ગુણ તીસમે, તપસંગે હો સહુ કર્મનો ભંગ. ભવિ૦ ॥ ૭ ॥ તે દુવિધ દુક્કર તપ તપે, ભવપાશ આશવિરક્ત ધન્ય; સાધુ ઢંઢણ મુનિ સમા, ઋષિ ખંધક હો તીસગ કુરૂદત્ત. ભવિ૦ ॥ ૮ ॥ નિજ આતમ કંચન ભણી, તપ અગ્નિ કરી શોધંત; નવ નવિ લબ્ધિબલ છતે, ઉપસર્ગે હો તે સહંત મહંત. ભવિ૦ ॥૯॥ ધન્ય તેહ જે ધન ગૃહ તજી, તન સ્નેહનો કરી છેહ; નિસંગ વનવાસે વશે, તપધારી હો તે અભિગ્રહ ગુણ ગેહ. ભવિ૦ ॥ ૧૦ ॥ ધન્ય તેહ ગચ્છ ગુફા તજી, જિનકલ્પ ભાવ અફંદ; પરિહાર વિશુદ્ધિ તપ તપે, તે વંદે હો દેવચંદ મુનીંદ. ભવિ૦ ॥ ૧૧ ॥

---

ઢાળ ૩ જી. હવે રાણી પદમાવતી—એ દેશી

રે જીવ સાહસ આદરો, મત થાઓ દીન; સુખ દુઃખ સંપદ આપદા, પૂર્વ કર્મ આધીન, રે જીવ૦ ॥ ૧ ॥ ક્રોધાદિક વશે રણ સમે, સહ્યા દુઃખ અનેક; તે જો સમતામાં સહે, તો તુજ ખરો વિવેક. રે જીવ૦ ॥ ૨ ॥ સર્વ અનિત્ય અશાશ્વતો, જેહ દીસે એહ; ધન તન સયણ સગા સહુ, તિણસ્યું સ્યો નેહ. રે જીવ૦ ॥ ૩ ॥ જિમ બાલક વેલુ તણા, ઘર કરિય રમંત; તેહ છતે અથવા ઢહે, નિજ નિજ ગૃહ જંત. રે જીવ૦ ॥ ૪ ॥ પંથી જેમ સરાહમાં, નદી નાવની રીતિ; તિમ એ પરિયણ તો મલ્યો, તિણથી શી પ્રીતિ. રે જીવ૦ ॥ ૫ ॥ જ્યાં સ્વાર્થ ત્યાં સહુ સગા, વિણ સ્વાર્થ દૂર; પર કાજે પાપે ભલે, તું કેમ હોય શૂર. રે જીવ૦ ॥ ૬ ॥ તજી બાહિર મેલાવડો, મિલિયો બહુ વાર; જે પૂર્વ મલ્યો નહિ, તિણસ્યું ધર પ્યાર. રે જીવ૦ ॥ ૭ ॥ ચક્રી હરિ બલ પ્રતિહરિ, તસ વિભવ અમાન; તે પણ કાલે સંહર્યા, તુજ ધન શો માન. રે જીવ૦ ॥ ૮ ॥ હા હા હું તો તું પ્રીરે, પરિયણ નિચિંત; નરક પડ્યાં કહે તાહરી, કોણ કરશે ચિંત. રે જીવ૦ ॥ ૯ ॥ રોગાદિક દુઃખ ઉપજે, મન અરતિ મ ધરેવ; પૂરવ નિજકૃત કર્મનો, એ અનુભવ હેવ. રે જીવ૦ ॥ ૧૦ ॥ એહ શરીર અશાશ્વતો, ખીણમેં સીજંત; પ્રીતિ કિસિ તે ઉપરે; જે સ્વાર્થવંત. રે જીવ૦ ॥ ૧૧ ॥ જ્યાં લગે તુજ ઇણ દેહથી, છે પૂરવ સંગ; ત્યાં લગે કોટી ઉપાયથી, નવિ થાય ભંગ, રે જીવ૦ ॥ ૧૨ ॥ આગલ પાછળ ચિહું દિને, જે વિણસી જાય; રોગાદિયથી નવિ

રહે, કીધે કોટી ઉપાય. રે જીવ૦ ॥ ૧૩ ॥ અંતે પણ એને તજ્યાં, થાય શિવ સુખ; તે જો છુટે આપથી, તો તુજને સ્યો દુ:ખ. જીવ૦ ॥ ૧૪ ॥ એ તન વિણસે તાહરે, નવિ કાંઈ હાણ; જો જ્ઞાનાદિક ગુણ તણો, તુજ આવે જાણ. રે જીવ૦ ॥ ૧૫ ॥ તું અજરામર આતમા, અવિચલ ગુણ ખાણ; ક્ષણભંગુર આ દેહથી, તુજ કીહાં પિછાણ. રે જીવ૦ ॥ ૧૬ ॥ છેદન ભેદન તાડના, વધ બંધન દાહ; પુદ્ગલને પુદગલ કરે, તું તો અમર અગાહ. રે જીવ૦ ॥ ૧૭ ॥ પૂર્વ કર્મ ઉદયે સહી, જે વેદના થાય; ધ્યાવે આતમ તિણ સમે, તે ધ્યાવી રાય. રે જીવ૦ ॥ ૧૮ ॥ જ્ઞાન ધ્યાનની વાતડી, કરણી આસાન; અંત સમય આપદ પડયાં; વિરલા કરે ધ્યાન.

જીવ૦ ॥ ૧૯ ॥ અરતિ કરી દુ:ખ ભોગવે, પરવશ જેમ કીર; તો તુજ જાણપણા તણો, ગુણ કેવો ધીર. રે જીવ૦ ॥ ૨૦ ॥ શુદ્ધ નિરંજન નિરમલો, નિજ આતમ ભાવ; તે વિણસે કહે દુ:ખ કિશ્યો, જે મિલિયો દાવ, રે જીવ૦ ॥૨૧॥ દેહ ગેહ ભાડા તણો, એ આપણો નાહિ; તુજ ગૃહ આતમ જ્ઞાન એ, તિણ માંહે સમાહિ. રે જીવ૦ ॥ ૨૩ ॥ મેતારજ સુકોસલો, વલી ગજસુકુમાલ; સનતકુમાર ચક્રી પરે, તન મમતા ટાલ. રે જીવ૦ ॥ ૨૩ ॥ કષ્ટ પડયા સમતા રમે, નિજ આતમ ધ્યાય; દેવચંદ્ર તિણ મુનિ તણા, નિત વંદું પાય. રે જીવ૦ ॥ ૨૪ ॥

**ઢાળ ૪ થી**, (પ્રાણી ધરીયે સંવેગ વિચાર–એ દેશી.)

જ્ઞાન ધ્યાન ચારિત્રને રે, જો દૃઢ કરવા ચાહ્ય; તો એકાકી વિહરતા રે, જિન કલ્પાદિ સાહ્ય રે; પ્રાણી એકલ

ભાવના ભાવ, શિવમારગ સાધન દાવ રે. પ્રાણી૦ ॥ ૧ ॥
સાધુ ભણી ગૃહવાસની રે, છુટી મમતા તેહ; તો પણ ગચ્છ-
વાસી પણો રે, ગણ ગુરૂ પર છે નેહ રે. પ્રાણી૦ ॥ ૨ ॥
વનમૃગની પરે તેહથી રે, છોડી સકલ પ્રતિબંધ; તું એકાકી
અનાદિનો રે, કિણુથી તુજ સંબંધ રે. પ્રાણી૦ ॥ ૩ ॥
શત્રુ મિત્રતા સર્વથી રે, પામી વાર અનંત; કોણ સજ્જન
દુશ્મન કિસ્યો રે, કાળે સહુનો અંત રે. પ્રાણી૦ ॥ ૪ ॥
બાંધે કરમ જીવ એકલો રે, ભોગવે પણ તે એક; કિણ ઉપર
કિણ વાતની રે, રાગ દ્વેષની ટેક રે. પ્રાણી૦ ॥ ૫ ॥ જો
નિજ એકપણું ગ્રહે રે, છોડી સકલ પર ભાવ; શુદ્ધાતમ જ્ઞાના-
દિશું રે, એક સ્વરૂપે ભાવ રે. પ્રાણી૦ ॥ ૬ ॥ આવ્યો છે તું
એકલો રે, જાઈશ પણ તું એક; તો એ સર્વ કુટુંબથી રે,
પ્રીતિ કિસી અવિવેક રે. પ્રાણી૦ ॥ ૭ ॥ વનમાંહે ગજ
સિંહાદિથી રે, વિહરતાં ન ટલે જેહ; જિણ આસન રવિ
આથમે રે, તિણ આસન નિશિ છેહ રે. પ્રાણી૦ ॥ ૮ ॥ આહાર
ગ્રહે તપ પારણે રે, કરમાં લેપ વિહીન; એક વાર પાણી
પીવતા રે, વનચારી ચિત્ત અદીન રે. પ્રાણી૦ ॥ ૯ ॥ એહ
દોષ પર ગ્રહણથી રે, પરસંગે ગુણહાણ; પરધન ગ્રાહી ચોર
તે રે, એકપણે સુખ ઠાણ રે. પ્રાણી૦ ॥ ૧૦ ॥ પર સંયોગથી
બંધ છે રે, પર વિયોગથી મોક્ષ; તેણે તજી પર મેલાવડો રે,
એકપણો નિજ પોષ રે. પ્રાણી૦ ॥ ૧૧ ॥ જન્મ ન પામ્યો
સાથ કો રે, સાથ ન મરશે કોય; દુઃખ વેંચાઉ કો નહિ રે,
ક્ષણ ભંગુર સહુ લોય રે. પ્રાણી૦ ॥ ૧૨ ॥ પરિજન મરતો
દેખીને રે, શોક કરે જન મૂઢ; અવસરે વારો આપણો રે,
સહુ જનની એ રૂઢ રે. પ્રાણી૦ ॥ ૧૩ ॥ સુરપતિ ચક્રી હરિ

બલી રે, એકલા પરભવ જાય; તન ધન પરિજન સહુ મિલિ રે, કોઈ સખાઇ ન થાય રે. પ્રાણી૦ ॥ ૧૪ ॥ એક આતમા માહરો રે, જ્ઞાનાદિક ગુણવંત; બાહ્ય યોગ સહુ અવર છે રે, પામ્યો વાર અનંત રે. પ્રાણી૦ ॥ ૧૫ ॥ કરકંડુ નમિ નઇ-ગ્ગઇ રે, દુમ્મુહ પ્રમુખ ઋષિરાય; મૃગાપુત્ર હરિ કેશીના રે, વંદુ હું નિત્ય પાય રે. પ્રાણી૦ ॥ ૧૬ ॥ સાધુ ચેલાતીસુત ભલો રે, વલી અનાથી તેમ; એમ મુનિગુણ અનુમોદતા રે, દેવચંદ્ર સુખ એમ રે. પ્રાણી૦ ॥ ૧૭ ॥

ઢાળ ૫ મી. (એણી પરે ચંચલ આઉખો—એ દેશી.)

ચેતન એ તન કારિમો, તુમે ધ્યાવો રે; શુદ્ધ નિરંજન દેવ ભવિક તુમે૦, શુદ્ધ સ્વરૂપ અનુપ; ભવિક તુમે૦ ॥ ૧ ॥ નરભવ શ્રાવક કુલ લહ્યો તુમે૦, લીધો સમક્તિ સાર ભવિક૦; જિન આગમ રૂચીશું સુણો તુમે૦, આલસ નિંદ નિવાર. ભવિક૦ ॥ ૨ ॥ સમયાંતર સહભાવનો તુમે૦, દર્શન જ્ઞાન અનંત. ભવિક૦; આતમ ભાવે થિર સદા તુમે૦, અક્ષય ચરણ મહંત. ભવિક૦ ॥ ૩ ॥ તિન લોક ત્રિહું કાલની તુમે૦, પરિણતિ તીન પ્રકાર ભવિક૦; એક સમયે જાણે તિણે તુમે૦, નાણ અનંત અપાર. ભવિક૦ ॥ ૪ ॥ સકલ દોષહર શાશ્વતો તુમે૦, વીરજ પરમ અદીન ભવિક૦; સૂક્ષમ તનુ બંધન વિના તુમે૦, અવગાહના સ્વાધીન. ભવિક૦ ॥ ૫ ॥ પુદ્ગલ સકલ વિવેકથી તુમે૦, શુદ્ધ અમૂર્તિરૂપ ભવિક૦; ઇંદ્રિય સુખ નિસ્પૃહ થઇ તુમે૦, અકથ અબાહ સ્વરૂપ. ભવિક૦ ॥ ૬ ॥ દ્રવ્યતણા પરિણામથી તુમે૦, અગુરૂ લઘુત્વ અનિત્ય ભવિક૦; સત્યસ્વભા-વમય સદા તુમે૦, છોડી ભાવ અસત્ય. ભવિક૦ ॥ ૭ ॥ નિજ-

ગુણુ રમતો રામ એ તુમેં૦, સકલ અકલ ગુણુ ખાણુ ભવિક૦; પરમાતમ પરજ્યોતિ એ તુમેં૦, અલખ અલેપ વખાણુ ભવિક૦ ॥ ૮ ॥ પંચ પૂજ્યથી પૂજ્ય એ તુમેં૦, સર્વ ધ્યેયથી ધ્યેય ભવિક૦; ધ્યાતા ધ્યાન રૂપે એ તુમેં૦, નિશ્ચે એક અભેદ્ય ભવિક૦ ॥ ૯ ॥ અનુભવ કરતાં એહનો તુમેં૦, થાય પરમ પ્રમોદ ભવિક૦; એક સ્વરૂપ અભ્યાસ શું તુમેં૦, શિવસુખ છે તસ ગોદ. ભવિક૦ ॥ ૧૦ ॥ બંધ અબંધ એ આતમા તુમેં૦. કરતા અકરતા એહ ભવિક૦; એહ ભોગતા અભોગતા તુમેં૦, સ્યાદવાદ ગુણુગેહ. ભવિક૦ ॥ ૧૧ ॥ એક અનેક સ્વરૂપ એ તુમેં૦, નિત્ય અનિત્ય અનાદિ ભવિક૦; સદસદ્ભાવે પરિણુમ્યા તુમેં૦, મુક્ત સકલ ઉન્માદ. ભવિક૦ ॥ ૧૨ ॥ તપ જપ ક્રિયા ખપ થકી તુમેં૦, અષ્ટકર્મ ન વિલાય ભવિક૦; તે સહુ આતમધ્યાનથી તુમેં૦, ક્ષિણુમેં ખેરૂ થાય. ભવિક૦ ॥ ૧૩ ॥ શુદ્ધાતમ અનુભવ વિના તુમેં૦, બંધ–હેતુ શુભ ચાલ ભવિક૦; આતમ પરિણામે રમ્યા તુમેં૦, એહજ આશ્રવ પાલ. ભવિક૦ ॥ ૧૪ ॥ ઇમ જાણી નિજ આતમા તુમેં૦, વરજી સકલ ઉપાધિ ભવિક૦; ઉપાદેય અવલંબને તુમેં૦, પરમ મહોદય સાધ. ભવિક૦ ॥ ૧૫ ॥ ભરત ઇલાસુત તેતલી તુમેં૦, ઈત્યાદિક મુનિ વૃંદ ભવિક૦; આતમ ધ્યાનથી એ તર્યા તુમેં૦, પ્રણુમે તે દેવચંદ્ર. ભવિક૦ ॥ ૧૬ ॥

ઢાળ ૬ ઠ્ઠી. (સેલંગ શેત્રુંજે સિદ્ધ થયા–એ દેશી.)

ભાવના મુક્તિ નિશાની જાણી, ભાવો આસક્તિ આણી જી; યોગ કષાય કપટની હાનિ, થાયે નિર્મલ જાણી જી. ભાવના૦ ॥ ૧ ॥ પાંચ ભાવના એ મુનિ મનને, સંવર

ખાણી વખાણી જી; બૃહત્કલ્પસૂત્રની વાણી, દીઠી તેમ કહા-ણીજી. ભાવના૦ ॥ ૨ ॥ કર્મ કતરણી શિવ નિસરણી, જાણુ ઠાણુ અનુસરણીજી; ચેતનરામ તણી એ ઘરણી, ભવસમુદ્ર દુઃખ હરણીજી. ભાવના૦ ॥ ૩ ॥ જયવંતા પાઠક ગુણુધારી, રાજસાગર સુવિચારીજી; નિર્મલ જ્ઞાન ધર્મ સંભાલી, પાઠક સહુ હિતકારીજી. ભાવના૦ ॥ ૪ ॥ રાજહંસ સહગુરૂ સુપ-સાયે, દેવચંદ્ર ગુણુ ગાવેજી; ભવિક જીવ જે ભાવના ભાવે, તેહ અમિત સુખ પાવે જી. ભાવના૦ ॥ ૫ ॥ જેસલમેરી સાહ સુત્યાગી. વર્ધમાન વડ ભાગીજી; પુત્ર કલત્ર સકલ સુભાગી, સાધુ ગુણુના રાગી જી. ભાવના૦ ॥ ૬ ॥ તસ આગ્રહથી ભાવના ભાવી, ઢાલ બંધમાં ગાઇજી; ભણુશે ગણુશે જે એહ જ્ઞાતા, લહેશે તે સુખશાતાજી. ભાવના૦ ॥ ૭ ॥ મન શુદ્ધે પંચે ભાવના ભાવો, પાવન નિજગુણુ પાવોજી; મન મુનિવર ગુણુ સંગ વસાવો, સુખ સંપત્તિ ગૃહ થાવોજી. ભાવના૦ ॥ ૮ ॥

## બાર ભાવના.

### દુહા

પાસ જિનેશ્વર પય નમી; સહગુરુને આધાર;
ભવિયણુ જનને હિત ભણી, ભણુશું ભાવના બાર. ॥ ૧ ॥
પ્રથમ અનિત્ય અશરણુપણું, એહ સંસાર વિચાર;
એકલપણું અન્યત્વ તિમ, અશુચિ આશ્રવ સંભાર. ॥ ૨ ॥
સંવર નિજ્જર ભાવના, લોકસ્વરૂપ સુબોધી;
દુલ્લહ ભાવન જિનધરમ, એણી પરે કર જીવ શોધી. ॥ ૩ ॥
રસકુંપી રસ વેધીઓ, લોહ થકી હોય હેમ;
જીવ ઇણુ ભાવન શુદ્ધ હુએ, પરમ રૂપ લહે તેમ. ॥ ૪ ॥

ભાવ વિના દાનાદિકા. જાણો અલૂણું ધાન;
ભાવ રસાંગ મલ્યા થકી, ત્રુટે કરમ નિદાન. ॥ ૫ ॥

## ઢાળ ૧ લી.

પહેલી ભાવના એણી પરે ભાવીએ જી, અનિત્યપણુ સંસાર; ડાભ અણી ઉપર જલ બિંદુઓ જી, ઇંદ્રધનુષ અનુહાર; સહજ સંવેગી સુંદર આતમા જી. ॥૧॥ એ આંકણી ॥ ધર જિન ધરમશું રંગ; ચંચલ ચપળા પરે ચિંતવે જી, કૃત્રિમ સવિહું સંગ. સ૦ ॥ ૨ ॥ ઇન્દ્રજાળ સુહણાં શુભ અશુભશું જી, કૂડો તોષ ને રોષ; તિમ ભ્રમ ભૂલ્યો અથિર પદારથે જી, શ્યો કીજે મન શોષ. સ૦ ॥ ૩ ॥ ઠાર ત્રેહ પામરના નેહ જયું જી, એ જોબન રંગ રોળ; ધન સંપદ પણ દીસે કારમીજી, જેહવા જળાધ કલ્લોલ. સ૦ ॥ ૪ ॥ મુંજ સરિખે માગી ભીખડી જી, રામ રહ્યો વનવાસ; એણે સંસારે એ સુખ સંપદા જી, સંધ્યા રાગ વિલાસ. સ૦ ॥ ૫ ॥ સુંદર એ તનુ શોભા કારમી જી. વિણસંતાં નહિ વાર; દેવ તણે વચને પ્રતિબુઝીઓ જી, ચક્રી સનતકુમાર. સ૦ ॥ ૬ ॥ સૂરજ રાહુ ગ્રહણે સમજીયો જી, શ્રી કીર્તિધર રાય; કરકંડુ પ્રાતબુઝયો દેખીનેજી, વૃષભ જરાકુળ કાય. સ૦ ॥ ૭ ॥ કિહાં લગે ધૂઆ ધવલહરા રહે જી, જળ પરપોટો જોય, આઉખું અથિર તેમ મનુષ્યનું જી, ગર્વ મ કરશો કોય. સ૦ ॥ ૮ ॥ અતુલીબલ સુર જિનવર જીશ્યા જી, ચક્રી હરિ બલ જોડી; ન રહ્યો એણે જગ કોઇ થિર થઈ જી, સુર નર ભૂપતિ કોડી. સ૦ ॥ ૯ ॥

## દોહા.

પળ પળ છીજે આઉખું, અંજલિ જલ જ્યું એહ;
ચલતે સાથે સંબલો, લેઇ શકે તો લેહ. ॥ ૧ ॥
લે અચિંત્ય ગલશું ગ્રહી, સમય સીંચાણો આવ;
શરણુ નહી જિન વયણુ વિણુ, તેણે હવે અશરણુ ભાવ. ॥૨॥

ઢાળ ૨ જી (રાગ સામેરી, રામ ભણે હરી ઉઠીએ-એ દેશી,)

બીજી અશરણુ ભાવના, ભાવો હૃદય મઝાર રે; ધરમ વિના પર ભવ જતાં, પાપે ન લહીશ પાર રે; જાઈશ નરક દુવાર રે, તિહાં તુજ કવણુ આધાર રે. લાલ સુરંગા રે પ્રાણિયા. ॥ ૧ ॥ એ આંકણી. મુકને મોહ જંજાલ રે, મિથ્યામતિ સવિ ટાલ રે; માયા આળ પંપાલ રે. લા૦ ॥ ૨ ॥ માત પિત સુત કામિની, ભાઇ ભગિની સહાય રે; બેં બેં કરતાં રે અજ પરે, કર્મે ગ્રહ્યો જીવ જાય રે; તિહાં આડો કો નવિ થાય રે, દુઃખ ન લીયે વહેંચાય રે. લા૦ ॥૩॥ નંદની સોવન ડુંગરી, આખર નાવિ કો કાજ રે; ચક્રી સુભૂમ તે જલધિમાં, હાર્યો છ ખંડ રાજ રે; બૂડ્યો ચરમ જહાજ રે, દેવ ગયા સવિ ભાજ રે; લોભે ગઇ તસ લાજ રે. લા૦ ॥ ૪ ॥ દ્વીપાયન દહી દ્વારિકા, બલવંત ગોવિંદ રામ રે; રાખી ન શકયા રે રાજવી, માત પિતા સુત ધામ રે; તિહાં રાખ્યાં જિન નામ રે, શરણુ કિયો નેમિ સ્વામ રે; વ્રત લેઈ અભિરામ રે, પહોંચ્યા શિવપુર ઠામ રે. લા૦ ॥૫॥ નિત્યમિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાય રે; જિનવર ધર્મ ઉગારશે, જીમ તે વંદનિક ભાય રે; રાખે મંત્રિ ઉપાય રે, સંતોષ્યો વલી રાય રે; ટાલ્યા તેહના અપાય રે. લા૦ ॥ ૬ ॥

જનમ જરા મરણાદિકા, વૈરિ લાગ્યા છે કેડ રે; અરિહંત શરણું તે આદરી, ભવ ભ્રમણુ દુઃખ ફેડ રે; શિવ સુંદરી ઘર તેડ રે, નેહ નવલ રસ રેડ રે; સીંચી સુકૃત પેડ રે લા૦ ॥ ૭ ॥

દોહા

થાવચ્ચા સુત થરહર્યો, જોર દેખી જમ ધાડ;
સંયમ શરણું સંગ્રહ્યું ધણુ કણુ કંચન છાંડ ॥ ૧ ॥
ઇણે શરણે સુખીયા થયા, શ્રી અનાથી અણુગાર;
શરણુ લહ્યા વિણુ જીવડા, ઈણી પરે રૂલે સંસાર. ॥ ૨ ॥

ઢાળ ૩ જી. ( રાગ મારૂણી )

ત્રીજી ભાવના ઈણી પરે ભાવીયે રે, એહ સ્વરૂપ સંસાર; કર્મ વશે જીવ નાચે નવ નવ રંગશું રે, એ એ વિવિધ પ્રકાર; ચેતન ચેતીયે રે. ॥ ૧ ॥ એ આંકણી. ॥ લહી માનવ અવતાર; ભવ નાટકથી જો હુઓ ઉભગો રે, તો છંડો વિષય વિકાર. ચે૦ ॥ ૨ ॥ કબહી ભૂ જળ જલણાનિલ તરૂમાં ભમ્યો રે, કબહી નરક નિગોદ; બિ તિ ચઉરિંદ્રિય માંહે કેઈ દિન વસ્યો રે, કબહીક દેવ વિનોદ. ચે૦ ॥ ૩ ॥ કીડી પતંગ હરિ માતંગપણું ભજે રે, કબહી સર્પ શિયાળ; બ્રાહ્મણુ ક્ષત્રીય વૈશ્ય કહાવતો રે, હોવે શુદ્ર ચંડાલ. ચે૦ ॥ ૪ ॥ લખ ચોરાશી ચઉટે રમતો રંગશું રે, કરી કરી નવ નવ વેષ; રૂપ કુરૂપ ધની નિર્દ્રવ્ય સોભાગીયો રે, દુર્ભાગી દરવેશ. ચે૦ ॥ ૫ ॥ દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષ્મ ને બાદર ભેદશું રે, કાળ ભાવ પણુ તેમ; અનંતાનંત પુદ્ગલ પરાવર્તન કર્યા રે, કહ્યો પન્નવણા એમ. ચે૦ ॥ ૬ ॥ ભાઈ બહેન નારી તાત-

પણું ભજે રે, માત પિતા હોયે પુત્ર; તેહિ જ નારી વૈરિ ને વળી વાલહો રે, એહ સંસાર સૂત્ર. ચે૦ ॥ ૭ ॥ ભુવન-ભાનુ જિન ભાખ્યાં ચરિત્ર સુણી ઘણાં રે, સમજ્યા ચતુર સુજાણ; કર્મવિવર વશ મુકે મોહ વિટંબના રે, મલ્યા મુગતિ જિનભાણ. ચે૦ ॥ ૮ ॥

### દોહા.

ઈમ ભવ ભવ જે દુઃખ સહ્યાં, તે જાણે જગનાથ,
ભય ભંજન ભાવઠ હરણ, ન મલ્યો અવિહડ સાથ. ॥ ૧ ॥
તિણ કારણ જીવ એકલો, છોડી રાગ ગલપાસ;
સવિ સંસારી જીવશું, ધર ચિત્ત ભાવ ઉદાસ. ॥ ૨ ॥

### ઢાળ ચોથી.

(રાગ ગોડી, પૂત ન કીજે હો સાધુ વિસાસડો—એ દેશી.)

ચોથી ભાવના ભવિયણ મન ધરો, ચેતન તું એકાકી રે; આવ્યો તિમ જાઇશ પરભવ વલી, ઇહાં, મૂકી સવિ બાકી રે; મ મ કર મમતા રે, સમતા આદરો ॥ ૧ ॥ એ આંકણી. ॥ આણો ચિત્ત વિવેકો રે; સ્વારથીઆ સજ્જન સહુયે મલ્યાં, સુખ દુઃખ સહશે એકો રે. મ મ૦ ॥ ૨ ॥ વિત્ત વહેંચણ આવી સહુએ મલે, વિપતિ સમય જાય નાસી રે; દવ બળતો દેખી દશ દિશે પુગે, જેમ પંખી તરૂવાસી રે. મ મ૦ ॥ ૩ ॥ ષટખંડ નવનિધિ ચૌદ રયણ ધણી, ચોસઠ સહસ્સ સુનારી રે; છેહડે છોડી ચાલ્યા એકલા, હાર્યો જેમ જુગારી રે. મ મ૦ ॥ ૪ ॥ ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતા, કરતાં ગર્વ ગુમાનો રે; ત્રાગા વિણ નાગા તે સહુ ચાલ્યા, રાવણ સરિખા રાજાનો રે. મ મ૦ ॥ ૫ ॥ માલ રહે ઘર સ્રી

વિશ્રામિતા, પ્રેતવના લગે લોકો રે; ચય લગે કાયા રે આખર એકલો, પ્રાણી ચલે પરલોકો રે. મ મ૦ ॥ ૬ ॥ નિત્ય કલહો બહુ મલે દેખીઓ, બિહું ખટપટ પણ થાય રે; વલયાની પરે વિહરીશ એકલો, ઇમ બુઝચો નમિરાય રે. મમ કર૦ ॥ ૭ ॥

દોહા.

ભવસાયર બહુ દુ:ખ જલે, જન્મ મરણ તરંગ;
મમતા તંતુ તિણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ. ॥ ૧ ॥
ચાહે જો છોડણ ભણી, તો ભજ તું ભગવંત;
દૂર કરે પરબંધને, જિમ જલથી જલકંત. ॥ ૨ ॥

ઢાળ ૫ મી. ( કપૂર હોયે અતિ ઉજળો રે—એ દેશી. )

પાંચમી ભાવના ભાવીયે રે, જુઓ અન્યત્વ વિચાર આપ સવારથી એ સહુ રે, મલીઓ તુજ પરિવાર; સંવેગી સુંદર, બુઝ મા મૂઝ ગમાર. ॥ ૧ ॥ એ આંકણી. ॥ ત્હારૂં કો નહી ઇણ સંસાર, તું કેહનો નહિ નિરધાર. સં૦ ॥ ૨ ॥ પંથ શિરે પંથી મલ્યા રે, કીજે કિણશું પ્રેમ, રાત્રિ વસે પ્રહ ઊઠ ચલે રે, નેહ નિવાહે કેમ. સં૦ ॥ ૩ ॥ જેમ મેળો તીરથ મલે રે, જન વણજની ચાહ; કે ત્રોટો કે ફાયદો રે, લેઇ લેઈ નિજ ઘર જાહ. સં૦ ॥ ૪ ॥ જીહાં કારજ જેહનાં સરે રે, તિહાં તે દાખે નેહ; સૂરિકંતાની પરે રે, છટકી દેખાડે છેહ. સં૦ ॥ ૫ ॥ ચૂલણી અંગજ મારવા રે; કૂડું કરી જતુ ગેહ; ભરત બાહુબળ ઝુઝીયા રે, જોજ્યો બંધવ નેહ. સં૦ ॥ ૬ ॥ શ્રેણિક પુત્રે બાંધીઓ રે, લીધું વહેંચી રાજ્ય; દુ:ખ દીધું બહુ તાતને રે, દેખો સુતનાં કાજ. સં૦

॥ ૭ ॥ ઇણુ ભાવન શિવપુર લહ્યુ રે, શ્રી મરૂદેવી માય;
વીર શિષ્ય કેવલ લહ્યું રે, શ્રી ગૌતમ ગણુરાય. સં૦ ॥ ૮॥

દોહા.

મોહ વસુ મન મંત્રવી, ઈંદ્રિય મલ્યા કલાલ;
પ્રમાદ મદિરા પાયકે, બાંધ્યો જીવ ભૂપાલ. ॥૧॥
કર્મ જંજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ;
અશુભ વિરસ દુર્ગંધમય, તનગો તહરે દીધ. ॥૨॥

ઢાળ ૬ ઠ્ઠી. (રાગ સિંધુ· સામેરી.)

છઠ્ઠી ભાવના મન ધરો, જીવ અશુચિ ભરી એ કાયા રે; શી માયા રે, માંડે કાચા પિંડશું એ. ॥૧॥ નગર ખાળ પરે નિત વહે, કફ મળ મૂત્ર ભંડારો રે; તેમ દ્વારો રે, નર નવ દ્વાદશ નારીના એ. ॥૨॥ દેખી દુરગંધ દૂરથી તું મુહ મચકોડે માણે રે; નવિ જાણે રે, તિણુ પુદગલ નિજ તનુ ભર્યું એ. ॥ ૩ ॥ માંસ રૂધિર મેદા રસે, અસ્થિ મજ્જા નર બીજે રે; શું રીઝે રે, રૂપ દેખી દેખી આપણું એ. ॥ ૪ ॥ કૃમિ વાળાદિક કોથળી, મોહરાયની ચેટી રે; એ પેટી રે, ચર્મ જડી ઘણા રોગની એ. ॥ ૫ ॥ ગર્ભવાસ નવ માસમાં, કૃમિ પરે મળમાં વસિયો રે; તું રસીયો રે, ઊંધે માથે ઇમ રહ્યો એ. ॥ ૬ ॥ કનક કુમરી ભોજન ભરી, તીહાં દેખી દુર્ગંધ બૂઝયા રે; અતિ બુઝયા રે. મલ્લિ મિત્ર નિજ કર્મશું એ. ॥ ૭ ॥

દોહા.

તન છિલ્લર ઇંદ્રિય મછા, વિષય કલણુ જંબાળ;
પાપ કલુષ પાણી ભર્યું, આશ્રવ વહે ઘડનાળ. ॥ ૧ ॥

નિર્મલ પંખ સહેજે સુગતિ, નાણુ વિનાણુ રસાલ;
શું બગની પરે પંકજલ, ચુંથે ચતુર મરાલ. ॥ ૨ ॥

ઢાળ ૭ મી. ( રાગ ધોરણી )

આશ્રવ ભાવના સાતમી રે, સમજો સુગુરૂ સમીપ; ક્રોધાદિક કાંઈ કરો રે, પામી શ્રી જિન દીપો રે; સુણુ સુણુ પ્રાણીયા, પરિહર આશ્રવ પંચો રે; દશમે અંગે કહ્યા, જેહના દુષ્ટ પ્રપંચો રે. સુ૦ ॥ ૧ ॥ હોંશે જે હિંસા કરે રે, તે લહે કટુક વિપાક; પરિહોંસે ગોત્રાસની રે, જોજ્યો અંગ વિપાકો રે. સુ૦ ॥ ૨ ॥ મિથ્યા વયણે વસુ નડયો રે, મંડિક પરધન લેઈ; ઈણે અબ્રહ્મે રોળવ્યા રે, ઈંદ્રાદિક સુર કેઈ રે, સુ૦ ॥ ૩ ॥ મહા આરંભ પરિગ્રહે રે, બ્રહ્મદત્ત નરક પહુંત; સેવ્યા શત્રુપણું ભજે રે, પાંચે દુરગતિ દ્વતો રે. સુ૦ ॥ ૪ ॥ છિદ્ર સહિત નાવા જળે રે, બૂડે નીર ભરાય; તિમ હિંસાદિક આશ્રવે રે, પાપે પિંડ ભરાયો રે. સુ૦ ॥ ૫ ॥ અવિરતિ લાગે એકેંદ્રિયા રે, પાપ સ્થાન અઢાર; લાગે પાંચે હી ક્રિયા રે, પંચમ અંગ વિચારો રે. સુ૦ ॥ ૬ ॥ કટુક ક્રિયા થાનક ફળે રે, બોલ્યા બીજે રે અંગ; કહેતાં હીયડું કમકમે રે, વિરૂઓ તાસ પ્રસગો રે. સુ૦ ॥ ૭ ॥ મૃગ પતંગ અલિ માછલો રે, કરિ એક વિષય પ્રપંચ; દુઃખીયા તે કિમ સુખ લહે રે, જસ પરવશ એહુ પંચો રે, સુ૦ ॥ ૮ ॥ હાસ્ય નિંદ વિકથા વશે રે, નરક નિગોદે રે જાત; પૂરવધર શ્રુત હારીને રે; અવરાની શી વાતો રે. સુણુ૦ ॥ ૯ ॥

દોહા

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલ;
નવદળ શ્રી નવકાર પય, કરી કમલાસન કેલ. ॥ ૧ ॥

પાતક પંક પખાળીને, કરી સંવરની પાળ;
પરમ હંસ પદવી ભજો, છોડી સકળ જંજાળ . ॥ ૨ ॥

ઢાળ ૮ મી. (શ્રી ગુરૂ પદપંકજ નમીજી–એ દેશી.)

આઠમી સંવર ભાવના જી, ધરી ચિત્તશું એક તાર; સમિતિ ગુપ્તિ સૂધી ધરો જી, આપો આપ વિચાર. સલૂણા શાંતિ સુધારસ ચાખ. એ આંકણી. ॥ વિરસ વિષય ફળ ફૂલડે જી, અટતો મન અલિ રાખ. સ૦ ॥ ૧ ॥ લાભ અલાભે સુખ દુઃખે જી, જીવિત મરણ સમાન; શત્રુ મિત્ર સમ ભાવતો જી, માન અને અપમાન. સ૦ ॥ ૨ ॥ કહીયે પરિગ્રહ છાંડશું જી, લેશું સંયમ ભાર; શ્રાવક ચિંતે હું કદા જી, કરીશ સંથારો સાર. સ૦ ॥ ૩ ॥ સાધુ આશંસા ઇમ કરે જી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ; એકલ મલ્લ પ્રતિમા વહી જી, કરીશ સંલેષણ ખાસ. સ૦ ॥ ૪ ॥ સર્વ જીવ હિત ચિંતવે જી, વૈર મ કર જગ મિત્ત; સત્ય વચન મુખ ભાખીયે જી, પરિ-હર પરનું વિત્ત. સ૦ ॥ ૫ ॥ કામ કટક ભેદન ભણી જી, ધર તું શીલ સન્નાહ; નવવિધ પરિગ્રહ મૂકતાં જી, લહીએ સુખ અથાહ. સ૦ ॥ ૬ ॥ દેવ માણુઅ ઉપસર્ગશું જી, નિશ્ચલ હોય સધીર; બાવીશ પરિસહ જીતીયે જી, જીમ જીત્યા શ્રીવીર. સ૦ ॥ ૭ ॥

દોહા

દૃઢપ્રહારી દૃઢ ધ્યાન ધરી, ગુણનિધિ ગજસુકુમાલ;
મેતારજ મદન બ્રમો, સુકોશલ સુકુમાલ. ॥ ૧ ॥
ઇમ અનેક મુનિવર તર્યા, ઉપશમ સંવર ભાવ;
કઠિન કર્મ સવિ નિર્જર્યા, તેણે નિર્જર પ્રસ્તાવ. ॥ ૨ ॥

ઢાળ ૯ મી. (રાગ ગોડી, મન ભમરા રે–એ દેશી.)

નવમી નિર્જર ભાવના, ચિત્ત ચેતો રે; આદરો વ્રત પચ્ચખ્ખાણ, ચતુર ચિત્ત ચેતો રે, પાપ આલોવો ગુરૂ કને, ચિ૦ ધરીયે વિનય સુજાણ. ચ૦ ચિ૦ ॥ ૧ ॥ વૈયાવચ્ચ બહુ-વિધ કરો, ચિ૦, શિષ્ય સાધર્મિક જાણ. ચ૦ ॥ ૨ ॥ તપસી કુળ ગણ સંઘનો, ચિ૦ સ્થવિર પ્રવર્તક વૃદ્ધ; ચ૦ ચૈત્ય ભક્તિ બહુ નિર્જરા, ચિ૦ દશમે અંગ પ્રસિદ્ધ. ચ૦ ॥ ૩ ॥ ઉભય ટંક આવશ્યક કરો, ચિ૦ સુંદર કરી સજ્ઝાય ચ૦; પોસહ સામાયિક કરો, ચિ૦ નિત્ય પ્રત્યે નિયમ મન ભાય. ચ૦ ॥ ૪ ॥ કર્મસૂડન કનકાવલી ચિ૦, સિંહ નિક્રીડિત દોય; ચ૦, શ્રી ગુણરયણ સંવત્સરૂ, ચિ૦ સાધુ પડિમા દશ દોય. ચ૦ ॥ ૫ ॥ શ્રુત આરાધન સાચવો, ચિ૦ યોગવહન ઉપધાન; ચ૦ શુકલ ધ્યાન સૂધું ધરો, ચિ૦ શ્રી આયંબિલ વર્ધમાન. ચ૦ ॥ ૬ ॥ ચૌદ સહસ્સ અણગારમાં, ચિ૦ ધન ધન્નો અણગાર; ચ૦ સ્વયંમુખ વીર પ્રશંસીયો, ચિ૦ ખંધક મેઘકુમાર. ચતુર ચિત્ત૦ ॥ ૭ ॥

દોહા

મન દારૂ તન નાળ કરી, ધ્યાનાનળ સળગાવ;
કર્મ કટક ભેદન ભણી, ગોલા જ્ઞાન ચલાવ. ॥ ૧ ॥
મોહરાય મારી કરી, ઉંચો ચઢી અવલોય;
ત્રિભુવન મંડપ માંડણી, જીમ પરમાનંદ હોય. ॥ ૨ ॥

ઢાળ ૧૦ મી. (રાગ ગોડી, જંદ્વીપ મઝાર—એ દેશી.)

દશમી લોક સ્વરૂપ રે, ભાવના ભાવીયે; નિસુણી ગુરૂ ઉપદેશથી એ. ॥ ૧ ॥ ઊર્ધ્વ પુરૂષ આકાર રે, પગ પહોલા કરી; કર દોય કટી રાખીયે એ. ॥ ૨ ॥ એણે આકારે લોક રે, પુદ્‌ગલ પૂરીઓ જિમ; કાજલની કૂંપલી એ. ॥ ૩ ॥ ધર્મ અધર્મ આકાશ રે, દેશ પ્રદેશ એ; જીવ અનંતે પૂરીઓ એ. ॥ ૪ ॥ સાત રાજ દેશોન રે, ઊર્ધ્વ તિરિય મળી; અધોલોક સાત સાધિકું એ. ॥ ૫ ॥ ચોદરાજ ત્રસ નાડી રે, ત્રસ જીવાલય; એક રજ્જુ દીર્ઘ વિસ્તરૂ એ. ॥ ૬ ॥ ઊર્ધ્વ સુરાલય સાર રે, નિરય ભુવન નીચે; નાભિ નર તિરિ દો સુરા એ. ॥ ૭ ॥ દ્વીપ સમુદ્ર અસંખ્ય રે, પ્રભુ મુખ સાંભળી; રાય ઋષિ શિવ સમજીયો એ. ॥ ૮ ॥ લાંબી પહોળી પણુયાલ રે, લખજોયણ લહિ; સિદ્ધશિલા શિર ઉજળી એ. ॥૯॥ ઊંચાં ધનુ સય તીન રે, તેત્રીશ સાધીકે; સિદ્ધ યોજનને છેહડે એ. ॥ ૧૦ ॥ અજર અમર નિકલંક રે, નાણ દંસણમય; તે જોવા મન ગહગહે એ. ॥ ૧૧ ॥

### દોહા.

વાર અનંતી ફરસીયો, છાલી વાટક ન્યાય;
નાણ વિના નવિ સંભવે, લોક ભ્રમણ ભડવાય. ॥ ૧ ॥
રત્ન ત્રિહું ભુવનમેં, દુર્લ્લહ જાણી દયાળ;
બોધિ રયણ કાજે ચતુર, આગમ ખાણ સંભાળ. ॥ ૨ ॥

ઢાળ ૧૧ મી. (રાગ ખંભાતી)

દશ દૃષ્ટાંતે દોહિલો, લાધ્યો માણુઅ જન્મારો રે; દુર્લ્લહો ઉંબરફૂલ જયું રે, આરજ ઘર અવતારો રે; મોરા જીવન રે,

બોધિ ભાવન અગ્યારમી રે, ભાવો હૃદય મઝારો રે. મો૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ ઉત્તમ કુલ તિહાં દોહિલો રે, સદ્દગુરૂ ધર્મ સંયોગો રે; પાંચે ઇંદ્રિય પરવડાં, દુલ્લહો દેહ નિરોગોરે મો૦ ॥ ૨ ॥ સાંભળવું સિદ્ધાંતનું રે, દોહિલું તસ ચિત્ત ધરવું રે; સૂધી સદ્દહણા ધરી, દુક્કર અંગે કરવું રે. મો૦ ॥ ૩ ॥ સામગ્રી સઘળી લહી રે, મૂઢ મુધા મ મ હારો રે; ચિંતામણિ દેવે દીયો, હાર્યો જેમ ગમારો રે. મો૦ ॥ ૪ ॥ લોહ કીલકને કારણે, કુણ યાન જળધિમાં ફોડે રે; ગુણ કારણ કોણ નવલખો, હાર હિયાનો ત્રોડે રે. મો૦ ॥ ૫ ॥ બોધિ-રયણ ઉવેખીને, કોણ વિષયાર્થે દોડે રે; કાંકર મણિ સમોવડ કરે, ગજ વેચે ખર હોડે રે. મો૦ ॥ ૬ ॥ ગીત સુણી નટડી કને રે, ક્ષુલ્લક ચિત્ત વિચાર્યું રે; કુમરાદિક પણ સમજીયા રે, બોધિ રયણ સંભાર્યું રે. મો૦ ॥ ૭ ॥

દોહા.

પરિહર હરિહર દેવ સવિ, સેવ સદા અરિહંત;
દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિત સાધુ મહંત. ॥ ૧ ॥
કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજળ તારણ પોત સમ, ધર્મ હૈયામાં ધાર. ॥ ૨ ॥

**ઢાળ ૧૨ મી.** (ચેતન જ્ઞાન અજુવાળીએ—એ દેશી.)

ધન ધન ધર્મ જગ હિતકરૂ, ભાંખ્યો ભલો જિનદેવ રે; ઇહ પરભવ સુખ દાયકો, જીવડા જનમ લગે સેવ રે. ॥ ૧ ॥ ભાવના સરસ સુરવેલડી, રોપ તું હૃદય આરામ રે; સુકૃત તરૂ લહિય બહુ પસરશે, સફલ ફલશે અભિરામ રે. ભા૦ ॥ ૨ ॥ ખેત્ર શુદ્ધિ કરિય કરૂણા રસેં, કાઢિ મિથ્યાદિક સાલ રે; ગુપ્ત ત્રિહું ગોપી રૂડી પરેં, નીક તું સુમતિની [illegible] રે.

ભા૦ ॥ ૩ ॥ સીંચજે સુગુરૂ વચનામૃતે, કુમતિ કંથેર તજી સંગ રે; ક્રોધ માનાદિક સૂકરા, વાનરો વાર અનંગ રે. ભા૦ ॥ ૪ ॥ સેવતાં એહને કેવલી, પન્નરસય તીન અણગાર રે; ગૌતમ શિષ્ય શિવપુર ગયા, ભાવતા દેવ ગુરૂ સાર રે. ભા૦ ॥ ૫ ॥ શુક પરિવ્રાજક સિદ્ધલો, અર્જુનમાળી શિવવાસ રે; રાય પરદેશી હુતો પાપીઓ, કાપીઓ તાસ દુઃખ પાશ રે. ભા૦ ॥ ૬ ॥ દુઃષમ સમય દુપ્પસહ લગે, અવિચલ શાસન એહ રે; ભાવશું ભવિયણ જે ભજે, તેહ શુભ મતિ ગુણગેહ રે. ભાવના૦ ॥ ૭ ॥

દોહા.

તપગચ્છ પતિ વિજયદેવ ગુરૂ, વિજયસિંહ મુનિરાય;
શુદ્ધ ધર્મ દાયક સદા, પ્રણમો એહના પાય. ॥ ૧ ॥

ઢાળ ૧૩ મી. (રાગ ધન્યાશ્રી)

તુમે ભાવો રે, ભવિ ઇણી પરે ભાવના ભાવો; તન મન વચણ ધર્મ લય લાવો રે, જિમ સુખ સંપદ પાવો રે. ભ૦ ॥ ૧ ॥ લલના લોચન ચિત ન ડોલાવો, ધન કારણ કાંઇ ધાવો રે; પ્રભુશું તારો તાર મિલાવો, જો હોય શિવપુર જાવો રે; કાંઈ ગર્ભાવાસ નવિ આવો રે. ભ૦ ॥ ૨ ॥ જંબુની પરે જીવ જગાવો, વિષય થકી વિરમાવો; એ હિત શિખ અમારી માની, જગ જશ પડહ વજાવો રે. ભ૦ ॥ ૩ ॥ શ્રી જસસોમ વિબુધ વૈરાગી, જગ જસ ચિહું ખંડ ચાવો; તાસ શિષ્ય કહે ભાવના ભણતાં, ઘર ઘર હોયે વધાવો રે. ભવિ૦ ॥ ૪ ॥

દોહા.

ભોજન નભ ગુણ વરસ શુચિ, સિત તેરશ [૧]કુજવાર;
ભગતિ હેતુ ભાવન ભણી, જેસલમેર મઝાર. ભ૦ ॥ ૫ ॥

---

૧ મંગળવાર.

## વૈરાગ્ય પચ્ચીશી.

માતાને ઉદરે ઉપનો, નવ માસ રહ્યો ગોપત છાનો; પછે જનમ્યો ત્યારે માતા હુલરાવે, પુણ્ય કરો ધર્મ જીવ સાથે આવે. ॥ ૧ ॥ પાલી પોષી મોટો કીધો, માત તાત જાણે રે મારો કારજ સીધો; વય જોબન જાણીને પરણાવે. ॥ પુ૦ ॥ ૨ ॥ જીવ જાણે છે રે મારી આથી પોથી, એ તો પડ્યો રેશે તારૂં કાંઇ નથી; કરણી વિના જીવ ગોથા ખાવે. ॥ પુ૦ ॥ ૩ ॥ પુણ્ય યોગે તુ નરભવ પામ્યો, જ્યારે જનમ્યો ત્યારે તુ શું લાવ્યો; આવ્યો તું એક એકલો જાવે. ॥ પુ૦ ॥ ૪ ॥ પરદેશી પરદેશથી આવ્યો, મેરો ધન મેરો કરીને ધાયો; અંતકાળે તુજ સાથે કાંઈ નાવે. ॥ પુ૦ ॥ ૫ ॥ સંસારની માયા મમતા ખોટી, એક પ્રીત રાખો પ્રભુશું મોટી; જેમ ગરભાવાસમાં ફિર નાવે. ॥ પુ૦ ॥ ૬ ॥ કેઈ તરીયા જીવ કેઇ તરશે, શાલીભદ્ર ધનો મુનિ મોક્ષ વરશે; છતી ઋદ્ધિના ત્યાગી કહેતાં પાર નાવે. ॥ પુ૦ ॥ ૭ ॥ મદ આઠ છોડો તુમે અહંકારી, સુણી સમજો ધર્મના વેપારી; સોદો પુણ્ય તણો કરો ભાવે. ॥ પુ૦ ॥ ૮ ॥ કોટી ધ્વજ લખપતિ ઘણા થયા, રાણા રાજીયા કેઈ વઇ ગયા; રામ રાવણ રાજ સમ કોણ આવે. ॥ પુ૦ ॥ ૯ ॥ પર નારી પુરૂષ પ્રીત નવી કરીયે, વિષય સુખ દુઃખ એ પરિહરીયે; શીયલ ચિંતામણી નરનારી સુહાવે. ॥ પુ૦ ॥ ૧૦ ॥ માત તાત સગા બંધવ ભાઈ, સાસુ સસરો કોઈ ન સગાઇ, પછે પડીશ જીવ તું પસ્તાવે. ॥ ૧૧ ॥ મેડી મંદિર મહોલ ને માળીયા, ઘરે ગરાસ ઘોડા ને ખેતી વાડીયા; આખર અસ્થિર એ કહોવે, ॥ પુ૦ ॥ ૧૨ ॥ ભય

મરણ તણો જીવને મોટો, જાણ સુજાણ એ સંસાર ખોટો; આજીવિકાથેં તું ધન કમાવે. ॥ પુ૦ ॥ ૧૩ ॥ માયાને વશ ખોટું બોલે, પણ પુણ્યની વાત કોઇ નવિ તોલે; સુજાણ હોય તો સમજણ આવે. ॥ પુ૦ ॥ ૧૪ ॥ દીઠે મારગ ન્યાયે ચાલો, બળવંત થઇ ક્રોધાદિકને ટાળો; પંચ ઇંદ્રિને તું જીપાવે. ॥ પુ૦ ॥ ૧૫ ॥ દાન દીજીયેં ને શીલ પાલીજેં, તપ આદરીયે ને ભાવના ભાવીજે; જીવ દયા વળી પાળીજે. ॥ પુ૦ ॥ ૧૬ ॥ હસતાં હસતાં કર્મ બાંધીજે, તે રોવંતા નવિ છુટીજે; બોલ વિચારીને બોલીજે. ॥ પુ૦ ॥ ૧૭ ॥ મારૂં મારૂં કહેતાં શું હીંડો, એક પ્રીત પ્રભુજીશું માંડો; મીઠી વાણી જેહની સુહાવે. ॥ પુ૦ ॥ ૧૮ ॥ દિન દિન તેડો આવે વેલો, ચેત ચેત મૂઢ તું કાં થયો ઘેલો; નદી કાંઠે રૂખ કેમ ઠેરાવે. ॥ પુ૦ ॥ ૧૯ ॥ કાચા કુંભ તણી પરે એ કાયા, અથિર બાજી ને કૂડી રે માયા; બાદલ છાયા સમ કહાવે. ॥ પુ૦ ॥ ૨૦ ॥ દેવ અરિહંત ને સુસાધ ગુરૂ, સ્મરણ કરીયે નવકાર તણો; મયણા ધ્યાને ઉંબર રોગ ગમાવે. ॥પુ૦॥૨૧॥ દિન રાતની સાઠ ઘડી જાણો, તેમાં ચાર ઘડી ધરમની આણો; છપ્પન ઘડી ધંધો કમાવે. ॥ પુ૦ ॥ ૨૨ ॥ અંતર આત્મા સૌ સાંભળશે, જેની જેવી પોખ તે તેવીજ લુણશે; બીજ ધર્મ તણા પોખાવે. ॥ પુ૦ ॥ ૨૩ ॥ સંવત અઢાર ચુમોત્તરે સહી, વૈરાગ્ય પચીસી હાલાપુરમેં કહી; જિહાં જૈન ધર્મ સૌ દીપાવે. ॥ પુ૦ ॥ ૨૪ ॥ તેજલાભનો શિષ્ય એણી પરે ભાખે, ભાઇ ધર્મની વાત કોઇ ચિત્ત રાખે; મેઘ લાભ કહે હેતે ભાવે. ॥ પુ૦ ॥ ૨૫ ॥

---

## શ્રી સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય

(દોહા.)

સુકૃત વલ્લી કાદંબિની, સમરી સરસતી માત;
સમકિત સડસઠ બોલની, કહીશું મધુરી વાત. ॥ ૧ ॥
સમકિત દાયક ગુરૂ તણો, પચ્ચુવયાર ન થાય;
ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય ॥ ૨ ॥
દાનાદિક કિરિયા ન દિયે, સમકિત વિણ શિવ શર્મ;
તે માંહે સમકિત વડું, જાણો પ્રવચન મર્મ. ॥ ૩ ॥
દર્શન મોહ વિનાશથી, ઉપજ્યું જે ગુણ ઠાણ;
તે નિશ્ચય સમકિત કહ્યો, તેહનાં એ અહિઠાણ. ॥ ૪ ॥

ઢાળ. (દેઈ દેઈ દરિસણ આપણું—એ દેશી.)

ચઉ સદ્દહણા તિલિંગ છે, દશવિધ વિનય વિચારો રે;
ત્રણ શુદ્ધિ પણ દૂષણ, આઠ પ્રભાવક ધારોરે. ॥ ૫ ॥

(ત્રુટક.) પ્રભાવિક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણીએ; ષટ જયણા ષટ આગાર ભાવના, છવિહા મન આણીયે; ષટ ઠાણ સમકિત તણા સડસઠ, ભેદ એહ ઉદાર એ; એહનો તત્ત્વ વિચાર કરતાં, લહીજે ભવ પાર એ. ॥ ૬ ॥

(ઢાળ.) ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થો રે; પ્રવચનમાંહે જે ભાંખિયા, લીજે તેહનો અત્થો રે. ॥ ૭ ॥

(ત્રુટક.) તેહનો અર્થ વિચારીએ એ, પ્રથમ સદ્દહણા ખરી; બીજી સદ્દહણા તેહની, જે જાણ મુનિગણ ઝવહરિ; સંવેગરંગ તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા, તેહની સેવા કીજીયે જિમ, પીજીયે સમતા સુધા. ॥ ૮ ॥

(ઢાળ.) સમકિત જેણે ગ્રહી વમિયું, નિન્હવને અહછંદા રે; પાસત્થા ને કુશીલિયા; વેષ વિડંબક મંદા રે. ॥ ૯ ॥

(ત્રુટક.) મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી; પર દર્શનીનો સંગ તજીએ, ચોથી સદ્દહણા કહી; હીણા તણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે; જ્યું જલધિ જલમાં ભલ્યું ગંગા–નીર લૂણપણું લહે. ॥ ૧૦ ॥

(ઢાળ.) (કપૂર હોવે અતિ ઉજલો રે—એ દેશી.)

ત્રણ લિંગ સમકિત તણાં રે; પહિલો શ્રુત અભિલાષ; જેહથી શ્રોતા રસ લહે રે; જેહવો સાકર દ્રાખ રે; પ્રાણી ધરીયે સમકિત રંગ, જીમ લહીયે સુખ અભંગ રે. પ્રાણી૰ ॥ ૧૧ ॥ તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત; તેહથી રાગે અતિ ઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે. પ્રાણી૰ ॥ ૧૨ ॥ ભૂખ્યો અટવી ઉતર્યો રે, જીમ દ્વિજ ઘેબર ચંગ; ઈચ્છે તિમ જે ધર્મને રે. તેહિજ બીજુંલિંગ રે. પ્રાણી૰ ॥ ૧૩ ॥ વેયાવચ્ચ ગુરૂ દેવનું રે, ત્રીજું લિંગ ઉદાર; વિદ્યા-સાધક પરે કરે રે, આલસ નવિય લગાર . પ્રાણી૰ ॥ ૧૪ ॥

(ઢાળ) (પ્રથમ ગોવાલા તણે ભવે જી—એ દેશી)

અરિહંત તે જિન વિચરતા જી, કર્મ ખપી હુઆ સિદ્ધ; ચેઈય જિનપડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ; ચતુર નર સમજો વિનય પ્રકાર, જીમ લહિયે સમકિત સાર. ચ૰ ॥ ૧૫ ॥ ધર્મ ખિમાદિક ભાખીયો જી, સાધુ તેહના રે ગેહ; આચારજ આચારના જી, દાયક નાયક જેહ. ચ૰ ॥ ૧૬ ॥ ઉપાધ્યાય તે શિષ્યને જી, સૂત્ર ભણાવણહાર; પ્રવચન સંઘ

ભાખિયે જી, હરિસણ સમકિત સાર. ચ૦ ॥ ૧૭ ॥ ભક્તિ બાહ્ય પ્રતિપત્તિથી જી, હૃદય પ્રેમ બહુમાન; ગુણ સ્તુતિ અવગુણ ઢાંકવા જી, આશાતનની હાણ. ચ૦ ॥ ૧૮ ॥ પાંચ ભેદ એ દશ તણો જી, વિનય કરે અનુકૂલ; સિંચે તેહ સુધારસે જી, ધર્મવૃક્ષનું મૂલ. ચ૦ ॥ ૧૯ ॥

( ઢાળ. ) ( ધોબીડા તું ધોજે મનનું ધોતિયું રે--એ દેશી. )

ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહેલી મન શુદ્ધિ રે; શ્રીજિન ને જિનમત વિના રે, જુઠ સકલ એ બુદ્ધિ રે. ચતુર વિચારો ચિત્તમાં રે. એ આંકણી. ॥ ૨૦ ॥ જિન ભગતે જે નવિ થયું રે, તે બીજાથી નવિ થાય રે; એવું જે મુખે ભાખિયે રે, તે વચન શુદ્ધિ કહેવાય રે. ચ૦ ॥ ૨૧ ॥ છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહેતો અનેક પ્રકાર રે; જિન વિણ પર સુર નવિ નમે રે, તેહની કાયા શુદ્ધિ ઉદાર રે. ચ૦ ॥૨૨॥

ઢાળ. ( મુનિજન મારગની દેશી. )

સમકિત દૂષણ પરિહરો, તેમાં પહેલી છે શંકા; તે જિનવચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા. સમકિત૦ ॥૨૩॥ કંખા કુમતની વાંછના, બીજું દૂષણ તજીયે; પામી સુરતરૂ પરગડો, કેમ બાઉલ ભજીયે. સ૦ ॥ ૨૪ ॥ સંશય ધર્મના ફૂલ તણો, વિતિગિચ્છા નામે; ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે. સ૦ ॥ ૨૫ ॥ મિથ્યામતિ ગુણ વર્ણનો, ટાલો ચોથો દોષ; ઉન્માર્ગ થુણતાં હુવે, ઉન્માર્ગ પોષ. સ૦ ॥૨૬॥ પાંચમો દોષ મિથ્યામતિ, પરિચય નવિ કીજે; એમ શુભમતિ અરવિંદની, ભલી વાસના લીજે. સ૦ ॥ ૨૭ ॥

ઢાળ. ( ભોલિડા હંસા રે વિષય ન રાચીયે—એ દેશી. )

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણુ; વર્તમાન શ્રુતના જે અર્થનો, પાર લહે ગુણ ખાણુ; ધન ધન શાસનમંડન મુનિવરા. ॥ ૨૮ ॥ ધર્મ કથી તે બીજો જાણીયે, નંદિષેણ પરે જેહ; નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદય સંદેહ. ધન૦ ॥ ૨૯ ॥ વાદી ત્રીજો રે તર્ક નિપુણ ભણી, મલ્લવાદી પરે જેહ; રાજદ્વારે રે જયકમલા વરે, ગાજંતો જિમ મેહ. ધન૦ ॥ ૩૦ ॥ ભદ્રબાહુ પરે જેહ નિમિત્ત કહે, પરમત જીપણ કાજ; તેહ નિમિત્તિ રે ચોથો જાણીયે, શ્રી જિનશાસન રાજ. ધન૦ ॥૩૧॥ તપગુણ ઓપો રે રોપે ધર્મને, ગોપે નવિ જિનઆણ; આશ્રવ લોપે રે નવિ કોપે કદા, પંચમ તપસી તે જાણ. ધન૦ ॥ ૩૨ ॥ છઠ્ઠો વિદ્યા રે મંત્રતણો બલી, જીમ શ્રી વયર મુણીંદ, સિદ્ધ સાતમો રે અંજન યોગથી, જીમ કાલિક મુનિચંદ. ધન૦ ॥ ૩૩ ॥ કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મ હેતુ કરે જેહ; સિદ્ધસેન પરે નરપતિ રીઝવે, અઠ્ઠમ વર કવિ તેહ. ધન૦ ॥ ૩૪ ॥ જબ નવિ હોવે પ્રભાવક એહવા; તવ વિધિપૂર્વ અનેક; જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક. ધન૦ ॥ ૩૫ ॥

ઢાળ. ( સતીય સુભદ્રાની દેશી. )

સોહે સમકિત જેહથી, સખિ જિમ આભરણે દેહ; ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખિ તેહમાં નહીં સંદેહ; મુજ સમકિત રંગ અચલ હોજો. એ આંકણી. ॥ ૩૬ ॥ પહેલું કુશલપણું તિહાં સખિ વંદન ને પચ્ચખ્ખાણ; કિરિયાનો વિધિ અતિ ઘણો, સખિ આચરે તેહ સુજાણ. મુજ૦ ॥ ૩૭ ॥

બીજું તીરથ સેવના, સખિ તીરથ તારે જેહ; તે ગીતારથ મુનિવરા, સખિ તેહશું કીજે નેહ. મુજ૦ ॥ ૩૮ ॥ ભક્તિ કરે ગુરૂ દેવની, સખિ ત્રીજું ભૂષણ હોય; કિણહિ ચલાવ્યો નવિ ચલે; સખિ ચોથું ભૂષણ જોય. મુજ૦ ॥ ૩૯ ॥ જિન-શાસન અનુમોદના, સખિ જેહથી બહુજન હુંત; કીજે તેહ પ્રભાવના, સખિ પાંચમું ભૂષણ ખંત. મુજ૦ ॥ ૪૦ ॥

ઢાળ. ( ઈમ નવિ કીજે હો—એ દેશી. )

લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં, ધુર ઉપશમ અનુકૂલ; સુગુણ નર; અપરાધીશું પણ નવિ ચિત્ત થકી, ચિંતવિયે પ્રતિકૂલ; સુગુણ નર, શ્રીજિન ભાષિત વચન વિચારિયે. એ આંકણી. ॥ ૪૧ ॥ સુર નર સુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક; સુ૦ બીજું લક્ષણ તે અંગી કરે, સાર સંવેગ સુટેક. સુ૦ શ્રીજિન૦ ॥ ૪૨ ॥ નારક ચારક સમભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુ૦ ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ. સુ૦ શ્રીજિન૦ ॥ ૪૩ ॥ દ્રવ્ય થકી દુઃખીયાની જે દયા, ધર્મ હિણાની રે ભાવ્ય; સુ૦ ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજશક્તે મન લાવ્ય. સુ૦ શ્રી જિન૦ ॥ ૪૪ ॥ જે જિન ભાખ્યું તે નહિં અન્યથા, એહવો જે દઢ રંગ; સુ૦ તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦ શ્રી જિન૦ ॥ ૪૫ ॥

ઢાળ ( જિન જિન પ્રતિ વંદન દિસે—એ દેશી. )

પર તીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યા વલી જેહ; વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ્ ભેય રે;

ભવિકા સમકિત યતના કીજે. એ આંકણી. ॥ ૪૬ ॥ વંદન તે કરયોજન કહિયે, નમન તે શીશ નમાવે; દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભક્તિ દેખાડે રે. ભ૦ ॥ ૪૭ ॥ અનુ-પ્રદાન તે તેહને કહીયે, વાર વાર જે દાન; દોષ કુપાત્રે પાત્ર મતિયે; નહિ અનુકંપા માન રે. ભ૦ ॥ ૪૮ ॥ અણબોલાવે જેહ બોલવું, તે કહીયે આલાપ; વાર વાર આલાપ જે કરવો, તે કહીયે સંલાપ રે. ભ૦ ॥ ૪૯ ॥ એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર; તેમાં પણ કારણથી જયણા, તેહ અનેક પ્રકાર રે. ભ૦ ॥ ૫૦ ॥

ઢાળ (લલનાની દેશી.)

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિદૃઢ ગુણ આધાર લલના; તો પણ જે નવિ તેહવા, તેહને એહ આગાર. લ૦ ॥ ૫૧ ॥ બોલ્યું તેવું પાલીયે, દંતિ દંત સમ બોલ; લ૦ સજ્જનના દુર્જન તણા, કચ્છપ કોટીને તોલ. લ૦ બો૦ ॥ ૫૨ ॥ રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ; લ૦ તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વ સંયોગ. લ૦ બો૦ ॥ ૫૩ ॥ મેલો જનનો ઘણ કહ્યો, બલ ચોરાદિક જાણ; લ. ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ. લ૦ બો૦ ॥ ૫૪ ॥ વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણ કંતાર; લ૦ તે હેતે દૂષણ નહિં. કરતા અન્ય આચાર. લ૦ બો૦ ॥૫૫॥

ઢાળ (રાગ–મલ્હાર.)

ભાવિજે રે સમક્તિ જેહથી રૂઅડું, તે ભાવના રે ભાવો મન કરી પરવડું; જો સમક્તિ રે તાજું સાજું મૂલ રે. તો વ્રત તરૂ રે દીયે શિવપદ અનુકૂલ રે. ॥ ૫૬ ॥ ત્રુટક.

અનુકૂલ મૂલ રસાલ સંમક્તિ; તેહ વિણુ મતિ અંધ રે;
જે કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જૂઠો ધંધ રે;
એ પ્રથમ ભાવના ગુણે રૂઅડી, સુણો બીજી ભાવના;
બારણું સમક્તિ ધર્મપુરનું, એહવી તે પાવના. ॥ ૫૭ ॥

**ઢાળ.** ત્રીજી ભાવના રે સમક્તિ પીઠ જો દ્દઢ સહી, તો મોટો રે ધર્મ પ્રાસાદ ડગે નહીં; પાયે ખોટે રે મોટો મંડાણ ન શોભીયે, તેહ કારણ રે સમક્તિશું ચિત્ત થોભીયે. ॥ ૫૮ ॥

**ત્રુટક**–થોભીયે ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવિયે; સમક્તિ નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવિયે; તેહ વિણ છૂટા રત્ન સરીખા, મૂલ ઉત્તર ગુણ સવે કિમ રહે તાકે જેહ હરવા, ચોર જોર ભવે ભવે. ॥ ૫૯ ॥

**ઢાળ.** ભાવો પંચમીરે ભાવના શમ દમ સાર રે, પૃથ્વી પરે રે સમક્તિ તસુ આધાર રે; છઠ્ઠી ભાવના રે સમક્તિ ભાજન જો મલે; શ્રુત શીલનો રે તો રસ તેહમાં નવિ ઢલે. ॥ ૬૦ ॥

**ત્રુટક**–નવિ ઢલે સમકિત ભાવના રસ, અમિય સમ સંવર તણો; ષટ્ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો; ઇમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિત ઝકઝોલ એ ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે. ચિદાનંદ કલ્લોલ એ. ॥ ૬૧ ॥

ઢાળ. ( જે મુનિવેષ શકે નવિ છંડી–એ દેશી. )

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહના ષડ્વિધ કહીયે ; તિહાં પહેલું થાનક છે ચેતન, લક્ષણ આતમ લહીયે રે;
ખીર નીર પરે પુદ્ગલ મિશ્રિત, પણ એહથી છે અલગો રે;

અનુભવ હંસ ચંચુ જો લાગે, તો નવિ દિસે વલગો રે. ॥ ૬૨ ॥ બીજું થાનક નિત્ય આત્મા, જે અનુભૂત સંભારે રે, બાલકને સ્તન્યપાન વાસના; પૂરવ ભવ અનુસારે રે; દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાય રે; દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમ રાય રે. ॥ ૬૩ ॥ ત્રીજું સ્થાનક ચેતન કર્તા, કર્મ તણે છે યોગે રે; કુંભકાર જિમ કુંભ તણો જે, દંડાદિક સંયોગે રે; નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારે રે; દ્રવ્ય કર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે. રે. ॥ ૬૪ ॥ ચોથું થાનક છે તે ભોક્તા, પુણ્ય પાપ ફલ કેરો રે; વ્યવહારે નિશ્ચય નય દષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે; પંચમ થાનક છે પરમ પદ, અચલ અનંત સુખ વાસો રે; આધિ વ્યાધિ તન મનથી લહિયે, તસુ અભાવ સુખ ખાસો રે. ॥ ૬૫ ॥ છઠું થાનક મોક્ષતણું છે, સંયમ જ્ઞાન ઉપાયો રે; જો સહિજે લહિયે તો સઘલે, કારણ નિષ્ફલ થાયો રે; કહે જ્ઞાન નય જ્ઞાન જ સાચું, તે વિણ જૂઠી કિરિયા રે; ન લહે રૂપું રૂપું જાણી, છીપ ભણી જે ફરિયા રે. ॥ ૬૬ ॥ કહે કિરિયા નય કિરિયા વિણ જે, જ્ઞાન તેહ શું કરશે રે; જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશે રે; દૂષણ ભૂષણ છે ઇહાં બહુલાં, નય એકેકને વાદે રે; સિદ્ધાંતી તે બેહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે. ॥ ૬૭ ॥ ઇણી પરે સડસઠ બોલ વિચારી. જે સમકિત આરાહે રે; રાગદ્વેષ ટાલી મન વાલી, તે સમ સુખ અવગાહે રે; જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઇ નહિ તસ તોલે રે, શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક જસ ઇમ બોલે રે. ॥ ૬૮ ॥

# શ્રી પ્રભંજનાની સજ્ઝાય.

## ઢાળ ૧ લી ( દેશી નાટકીયાની- )

ગિરિ વૈતાઢ્યની ઉપરે, ચક્રાંકા નયરી રે, લો, અહો ચક્રાં૦ ચક્રાયુધ રાજા તિહાં, જીત્યા સવિ વયરી રે લો. અહો૦ ॥ ૧ ॥ મદનલતા તસ સુંદરી, ગુણશીલ અચંભા રે લો; અહો૦ પુત્રી તાસ પ્રભંજના, રૂપે રતિ રંભા રે લા. અહો૦ ॥ ૨ ॥ વિદ્યાધર ભૂચર સૂતા, બહુ મલી એક પંતે રે લો; અહો૦ રાધાવેધ મંડાવિયો, વર વરવા ખંતે રે લોલ અહો૦ ॥૩॥ કન્યા એક હજારથી, પ્રભંજના ચાલી રે લો; અહો૦ આર્ય ખંડમાં આવતાં, વનખણ્ડ વિચાલી રે લો. અહો૦ ॥ ૪ ॥ નિર્ગ્રંથી સુપ્રતિષ્ઠિતા, બહુ ગુણણી સંગે રે લો; અહો૦ સાધુ વિહારે વિચરતા, વંદે મન રંગે રે લો. અહો૦ ॥ ૫ ॥ આર્યા પૂછે એવડો, ઉમાહો સ્યો છે રે લો; અહો૦ વિનયે કન્યા વિનવે; વર વરવા ઈચ્છે રે લો. અહો૦ ॥ ૬ ॥ એ સ્યો હિત જાણો તુમે, એહથી નવિ સિદ્ધિ રે લો; અહો૦ વિષય હલાહલ વિષ જિહાં, શી અમૃત બુદ્ધિ રે લો. અહો૦ ॥ ૭ ॥ ભોગ સંગ કારમા કહ્યા, જિનરાજ સદાઈ રે લો; અહો૦ રાગદ્રેષ સંગે વધે, ભવ ભ્રમણ સાદાઈ રે લો. અહો૦ ॥ ૮ ॥ રાજ-સુતા કહે સાચ એ, જે ભાખો વાણી રે લો, અહો૦ પણ એ ભૂલ અનાદિની, કેમ જાએ છંડાણી રે લો, અહો૦ ॥ ૯ ॥ જેહ તજે તે ધન્ય છે, સેવક જિનજીના રે લો; અહો૦ અમે જડ પુદ્દગલ રસ રમ્યા, મોહે લયલીના રે લો. અહો૦ ॥ ૧૦ ॥ અધ્યાતમ રસ પાનથી, ભીના મુનિરાયા રે લો; અહો૦ તે પર પરિણુતિ રતિ તજી, નિજ તત્વ સમાયા રે લો. અહો૦

॥ ૧૧ ॥ અમને પણ કરવો ઘટે, કારણ સંયોગે રે લો. અહો૦ પણ ચેતનતા પરિણમે, જડ પુદ્ગલ ભોગે રે લો; અહો૦ ॥ ૧૨ ॥ અવર કન્યા પણ ઉચ્ચરે, ચિંતિત હવે કીજે રે લો; અહો૦ પછી પરમ પદ સાધવા. ઉદ્યમ સાધીજે રે લો. અહો૦ ॥ ૧૩ ॥ પ્રભંજના કહે હે સખી, એ કાયર પ્રાણી રે લો; અહો૦ ધર્મ પ્રથમ કરવો સદા, દેવચંદ્રની વાણી રે લો. અહો૦ ॥ ૧૪ ॥

ઢાળ બીજી ( રાગ–સારંગ હો ધન્ના એ–દેશી )

કહે સાહુણી સુણ કન્યકા રે ધન્યા, એ સંસાર કલેશ; એહને જે હિતકારી ગણે રે ધન્યા, તે મિથ્યા આવેશ રે; સુજ્ઞાની, કન્યા સાંભલ હિત ઉપદેશ; જગ હિતકારી જિનેશ છે રે કન્યા૦, કીજે તસુ આદેશ રે. સુજ્ઞા૦ સાં૦ ॥ ૧ ॥ બારડી ને જે ધોયવું રે, ક૦ તેહ ન શિષ્ટાચાર; રત્નત્રયી સાધન કરો રે, ક૦ મોહાધીનતા વાર રે. સુ૦ સાં૦ ॥ ૨ ॥ જેહ પુરૂષ વરવા તણી રે, ક૦ ઈચ્છે છે તે જીવ, શ્યો સંબંધ; પણે ભણો રે ક૦, ધારી કાલ સદૈવ રે. સુ. સાં૦ ॥ ૩ ॥ તવ પ્રભંજના ચિંતવે રે અપ્પા૦, તું છે અનાદિ અનંત; તે પણ મુજ સત્તા સમો રે, અ૦ સહજ અકૃત મહંત રે. સુ૦ સાં૦ ॥ ૪ ॥ ભવ ભમતા સવી જીવથી રે, અ૦ પામ્યા સર્વ સંબંધ; માત પિતા ભ્રાતા સુતા રે, અ૦ પુત્ર વધૂ પ્રતિબંધ રે. સુ૦ સાં૦ ॥ ૫ ॥ શ્યો સંબંધ ઇહાં કહું રે, અ૦ શત્રુ મિત્ર પણ થાય; મિત્ર શત્રુતા વલી લહે રે, અ૦ એમ સંસરણ સ્વભાવ રે. સુ૦ સાં૦ ॥ ૬ ॥ સત્તા સમ સવિ જીવ છે રે, અ૦ જોતાં વસ્તુ સ્વભાવ; એ મ્હારો એહ પારકો રે, અ૦

સવિ આરોપિત ભાવ રે. સુ૦ સાં૦ ॥ ૭ ॥ ગુરૂણી આગલ એહવું રે. અ૦ જુઠું કિમ કહેવાય; સ્વપર વિવેચન કીજતાં રે, અ૦ માહરો કોઇ ન થાય રે. સુ૦ સાં૦ ॥ ૮ ॥ ભોગ્ય-પણું પણ ભુલથી રે, અ૦ મારે પુદ્ગલ બંધ; હું ભોગી નિજ ભાવનો રે, અ૦ પરથી નહિ પ્રતિબંધ રે. સુ૦ સાં૦ ॥ ૯ ॥ સમ્યક્ જ્ઞાને વહેંચતાં રે, અ૦ હું અમુહૂર્ત ચિદ્રૂપ; કરતો ભોકતા તત્વનો રે, અ૦ અક્ષય અક્રિય રૂપ રે. સુ૦ સાં૦ ॥ ૧૦ ॥ સર્વ વિભાવ થકી જુદો રે, અ૦ નિશ્ચય નિજ અનુભૂત; પૂર્ણાનંદી પરમ એહ રે, અ૦ નહિ પર પરિણુતિ રીત રે. સુ૦ સાં૦ ॥ ૧૧ ॥ સિદ્ધ સમો એ સંગ્રહે રે, અ૦ પર રંગે પલટાય; સંગાંગી ભાવે કરી રે. અ૦, અશુદ્ધ વિંભાવ અપાય રે. સુ૦ સાં૦ ॥ ૧૨ ॥ શુદ્ધ નિશ્ચય નયેં કરી રે, અ૦ આતમ ભાવ અનંત; તેહ અશુદ્ધ નયેં કરી રે, અ૦ દુષ્ટ વિભાવ મહંત રે. સુ૦ સાં૦ ॥ ૧૩ ॥ દ્રવ્યકર્મ કર્ત્તા થયો રે, અ૦ નય અશુદ્ધ વ્યવ-હાર; તેહ નિવારો સ્વપદે રે, અ૦ રમતા શુદ્ધ વ્યવહાર રે. સુ૦ સાં૦ ॥ ૧૪ ॥ વ્યવહારે સમરે થકી રે, અ૦ સમરે નિશ્ચય આચાર; પ્રવૃત્તિ સમારે વિકલ્પને રે, અ૦ તે સ્થિર પરિણુતિ સાર રે. સુ૦ સાં૦ ॥ ૧૫ ॥ પુદ્ગલને પર જીવથી રે, અ૦ કીધો ભેદ વિજ્ઞાન; બાધકતા દૂરે ટલી રે, અ૦ હવે કોણ રોકે ધ્યાન રે. સુ૦ સાં૦ ॥ ૧૬ ॥ આલંબન ભાવન વસે રે, અ૦ ધર્મ ધ્યાન પ્રગટાય; દેવચંદ્ર પદ સાધવા રે, અ૦ એહજ શુદ્ધ ઉપાય રે. સુ૦ સાં૦ ॥ ૧૭ ॥

---

## ઢાળ ત્રીજી. (રાગ–ધન્યાશ્રી)

આયો આયો રે, અનુભવ આતમચો આયો; શુદ્ધ નિમિત્ત આલંબન ભજતાં, આત્માલંબન પાયો રે. આ૦ ॥૧॥ આતમ ક્ષેત્રે ગુણ પર્યાય વિધિ, તિહાં ઉપરોગ રમાયો; પર પરિણુતિ પર રીતે જાણી, તાસ વિકલ્પ સમાયો રે. આ૦ ॥ ૨ ॥ પૃથક્ત્વ વિતર્ક શુકલ આરોહી, ગુણ ગુણી એક સમાયો; પરજય દ્રવ્ય વિતર્ક એકતા, દુરધર મોહ ખપાયો રે. આ૦ ॥ ૩ ॥ અનંતાનુબંધી સુભટને કાઢી, દર્શન મોહ ગમાયો; તિરિગતિ હેતુ પ્રકૃતિ ક્ષય કીધી, થયો આતમ રસ રાયો રે. આ૦ ॥ ૪ ॥ દ્વિતીય તૃતીય ચોકડી ખપાવી, વેદ-યુગલ ક્ષય થાયો; હાસ્યાદિક સત્તાથી ધ્વંસી, ઉદય વેદ મિટાયો રે. આ૦ ॥ ૫ ॥ થઇ અવેદી ને અવિકારી, હણ્યો સંજલનો કષાયો; માર્યો મોહ ચરણ ક્ષાયક કરી, પૂરણ સમતા સમાયો રે. આ૦ ॥ ૬ ॥ ઘનઘાતિ ત્રિક યોધા લડીયા, ધ્યાન એકત્વને ધ્યાયો; જ્ઞાનાવરણાદિક ભટ પડિયા, જીત નિશાન ધૂરાયો રે. આ૦ ॥ ૭ ॥ કેવલજ્ઞાન દર્શન ગુણ પ્રગટ્યા, મહારાજ પદ પાયો; શેષ અઘાતિ કર્મ ક્ષીણ દલ, ઉદય અબાધ દિખાયો રે. આ૦ ॥ ૮ ॥ સયોગી કેવલી થયા પ્રભંજના, લોકાલોક જણાયો; ત્રણ કાલની ત્રિવિધ વર્તના, એક સમયે ઉલખાયો રે. આ૦ ॥ ૯ ॥ સર્વ સાધવીએ વંદના કીધી, ગુણી વિનય ઉપજાયો, દેવ દેવી તવ સ્તવે ગુણ સ્તુતિ, જગ જય પડહ વજાયો રે. આ૦ ॥ ૧૦ ॥ સહસ કન્યકાને દીક્ષા દીધી, આશ્રવ સર્વ તજાયો; જગ ઉપકારી દેશ વિહારી, શુદ્ધ ધર્મ દીપાયો રે. આ૦ ॥ ૧૧ ॥ કારણ યોગે કારજ સાધે,

તેહ ચતુઃ ગાઇજે; આતમ સાધન નિર્મલ સાધે, પરમાનંદ પાઇજે રે. આ૦ ॥ ૧૨ ॥ એહ અધિકાર કહ્યો ગુણરાગે, વૈરાગે મન ભાવી, વસુદેવહિંડ તણે અનુસારે, મુનિ ગુણ ભાવના ભાવી રે. આ૦ ॥ ૧૩ ॥ મુનિગુણ થુણતાં, ભાવ વિશુદ્ધે, ભવ વિચ્છેદન થાવે; પૂર્ણાનંદ ઇહાંથી ઉલ્લસે, સાધન શક્તિ જમાવે રે. આ૦ ॥ ૧૪ ॥ મુનિગુણ ગાવો ભાવો ભાવના, ધ્યાવો સહજ સમાધિ; રત્નત્રયી એકત્વે ખેલો, મેલી અનાદિ ઉપાધિ રે. આ૦ ॥ ૧૫ ॥ રાજસાગર પાઠક ઉપકારી, જ્ઞાનધર્મ દાતારી, દીપચંદ્ર પાઠક ખરતરવર, દેવચંદ્ર સુખકારી રે. આ૦ ॥૧૬॥ નયર લીંબડીમાંહે રહીયે; વાચંયમ સ્તુતિ ગાઇ; આત્મરસિક શ્રોતાજન મનને, સાધન રૂચિ ઉપજાઈ રે. આ૦ ॥૧૭॥ એમ ઉત્તમ ગુણમાલા ગાવો, પાવો હર્ષ વધાઈ; જૈન ધર્મ માર્ગ રૂચિ કરતાં, મંગલ લીલ સદાઇ રે. આ૦ ॥ ૧૮ ॥

## શ્રી નવકાર મંત્રનો છંદ.

દુહા) વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર; નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર. ॥૧॥ અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન; વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન. ॥ ૨ ॥ એક જ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપતિ થાય; સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ॥ ૩ ॥ સકળ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરૂભાષિત સાર; સો ભવિયાં મન શુદ્ધશું, નિત્ય જપીએ નવકાર. ॥૪॥

છંદ) નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ; શ્મશાન વિષે શિવનામ કુમરને, સોવનપુરિસો સિદ્ધ; નવ લાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર; સો

ભવિયાં ભકતે ચોખ્ખે ચિત્તે, નિત્ય જપીએ નવકાર. ॥ ૫ ॥ આંધી વડશાખા શિંકે બેસી, હેઠલ કુંડ હુતાશ; તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવક, ઉડ્યો તે આકાશ; વિધિ રીત જપતાં વિષધર વિષ ટાલે, ઢાલે અમૃતધાર. સો૦ ॥ ૬ ॥ બીજોરાં કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ; જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ; નવ લાખ જપંતા થાએ જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦ ॥ ૭ ॥ પલ્લિપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મનશુદ્ધ; પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગલ ઋદ્ધ; એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારૂદત્ત સુવિચાર. સો૦ ॥ ૮ ॥ સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળે; દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધ બળતો તે ટાળે; સંભળાવ્યો શ્રી નવકાર સ્વયં-મુખ, ઇંદ્રભુવન અવતાર. સો૦ ॥ ૯ ॥ મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ; ઇણે ધ્યાન થકી ટળ્યો કુષ્ઠ ઉંબરનો, રક્તપિતનો રોગ; નિશ્ચેશું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર. સો૦ ॥ ૧૦ ॥ ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત; પરમેષ્ઠિ પ્રભાવે હાર ફૂલનો, વસુધામાંહિ વિખ્યાત; કમલાવતીએ પીંગલ કીધો, પાપતણો પરિહાર. સો૦ ॥ ૧૧ ॥ ગયણાંગણ જાતિ રાખી અહિને, પાડી બાણ પ્રહાર; પદ પંચ સુણંતા પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર, એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવદુઃખ ભંજનહાર. સો૦ ॥ ૧૨ ॥ કંબલ ને સંબલ કાદવ કાઢ્યા, શકટ પાંચશેં માન; દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન; એ મંત્ર થકીસંપત્તિ વસુધાતલે, વિલસે જૈન વિહાર સો૦ ॥ ૧૩ ॥ આગે ચોવીશી હુઈ અનંતી, હોશે

વાર અનંત; નવકાર તણી કોઇ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત; પૂરવદિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપત્તિ સાર. સો૦ ॥ ૧૪ ॥ પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર; પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર, સહગુરૂ સન્મુખ વિધિએ સમરતાં, સફળ જન્મ સંસાર. સો૦ ॥ ૧૫ ॥ શૂલિકારોપણ તસ્કર કીધો, લોહખુરો પરસિદ્ધ, તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ; શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર. સો૦ ॥૧૬॥ પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર; પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત, પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાળો પંચાચાર. સો૦ ॥ ૧૭ ॥

### કળશ

નિત્ય જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક;
સિદ્ધમંત્ર એ શાશ્વતો, એમ જંપે શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે;
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે;
નવકાર સાર સંસાર છે, કુશળલાભ વાચક કહે;
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ॥૧૮॥

## શ્રી જ્વરનો ( તાવનો ) છંદ. દુહા.

નમો આનંદપુર નગર, અજયપાલ રાજન;
માતા અજયા જનમિયો, જ્વર તું કૃપા નિધાન. ૧
સાત રૂપ શક્તિ હુવો, કરવા ખેલ જગત;
નામ ધરાવે જુજુવા, પસરયો તું ઇત્ત ઉત્ત. ૨

એકાંતરો બેયાંતરો, ત્રઇયો ચોથો તામ;
શીત ઉષ્ણ વિષમ જ્વરો, એ સાતે તુજ નામ. ૩

**છંદ.** એ સાતે તુજ નામ સુરંગા, જપતા પૂરે કોડિ ઉમંગા। તેં નામ્યા જે જાલિમ જંગા, જગમાં વ્યાપી તુજ જસ ગંગા. ॥ ૪ ॥ તુજ આગે ભૂપતિ સબ રંકા, ત્રિભુવનમાં વાજે તુજ ડંકા; માને નહિ તું કેહની શંકા, તુઠ્યો આપે સોવન ટંકા. ॥ ૫ ॥ સાધક સિદ્ધ તણા મદ મોડે, અસુર સુરા તુજ આગલ દોડે; દુષ્ઠ ધિઠ્ઠનાં કંધર તોડે, નમી ચાલે તેહને તું છોડે. ॥ ૬ ॥ આવંતો થરહર કંપાવે, ડાહ્યાને જિમ તિમ બહકાવે; પહિલો તું કેડમાંથી આવે, સાત શિખર પણ શીત ન આવે. ॥ ૭ ॥ હીં હીં હું હુંકાર કરાવે, પાંસળિયાં હાડાં કકડાવે; ઉનાળે પણ અમલ જગાવે, તાપે પહિરણમાં મૂતરાવે. ॥ ૮ ॥ આસો કાર્તિકમાં તુજ જોરો, હઠ્યો ન માને હાગો દોરો; દેશ વિદેશ પડાવે સોરો, કરે સબળ તું તાતો તોરો. ॥ ૯ ॥ તું હાથીનાં હાડાં ભંજે, પાપીને તાડે કર પંજે; ભક્તિવત્સલ ભાવે જો રંજે, તો સેવકને કોય ન ગંજે. ॥ ૧૦ ॥ ફોડક તોડક ડમરૂ ડાકં, સુરપતિ સરિખા માને હાકં; ધમકે ધુંસડ ધાંસડ ધાકં, ચઢતો ચાલે ચંચળ ચાકં. ॥ ૧૧ ॥ પિશુન પછાડણ નહી કો તોથી, તુજ જસ બોલ્યા જાય ન કોથી; શી અણખીલ કરો એ થોથી, મહેર કરી અળગા રહો મોથી. ॥ ૧૨ ॥ ભક્ત થકી એવડી કાં ખેડો, અવલ અમીના છાંટા રેડો; લાખા ભક્તનો એ નિવેડો, મહારાજ મૂકો મુજ કેડો. ॥ ૧૩ ॥ લાજવશોમાં અજયા રાણી, ગુરૂ આણા માનો ગુણ ખાણી; ધરે

સિધાવો કરૂણા આણી, કહું છું નાકે લેંટી તાણી. ॥ ૧૪ ॥
મંત્ર સહિત એ છંદ જે પઢશે, તેહને તાવ કદિ નવ ચઢશે;
કાંતિ કળા દેહ નીરોગં, લહેશે લખમી લીલાભોગં. ॥૧૫॥

કલશ. ( છપ્પય )

ૐ નમો ધરી આદિ બીજં; ગુરૂ નામ વદીજે; આનંદ-પુર અવનીશ, અજયપાલ આખીજે; અજયા જાત અઢાર, વાંચિયે સાતે બેટા; જપતાં એહિજ જાપ, ભક્તશું ન કરે ભેટા, ઉતરે ચઢ્યો અંગ, પળમેં તુજ વયણે મુદા; કહે કાંતિ રોગ નાવે કદિ, સાર મંત્ર ગ્રહિયે સદા. ॥ ૧૬ ॥

એ છંદ સાત વાર, ચૌદ વાર અથવા એકવીશ વાર સાંભળે અથવા ગણે તો તાવ જતો રહે.

## અથ શ્રી નાની આરાધના.

તિથ્થનાથ જીનવર નમું, ત્રિભુવન તિલક સમાન; આસન્ન ઉપકારી હુવા, મહાવીર ભગવાન. ॥ ૧ ॥ ચેત ચતુર લઈ જીવડા, શ્રી જિન વચને જાગ; મોહતણી મતિ પરિહરિ, સૂધે મારગ લાગ. ॥ ચેત ॥ ૨ ॥ ગૌતમ ગણધર તેહનાં, જગગુરૂ જગ આધાર; તસુ પ્રણામ ત્રિવિધેં કરૂં, જિમ પામું ભવપાર ॥ ચેત ॥ ૩ ॥ સહગુરૂ પય પ્રણમી કરી, કહિસ્યું જંકિંપિ વિચાર; આતમ સુખને કારણે, આરાધના પ્રકાર. ॥ ચેત ॥ ૪ ॥ ત્રીજે અંગે જિનવર ભણ્યો, ત્તીયજ્ઝયણે તિયઠાણુ, ત્રિહું પ્રકારે આરાધના, ચારિત્ર દંશણ નાણ ॥ ચેત ॥ ૫ ॥ તિણ વિણુ કીધે પ્રાણિયો, ભમિયો વાર અનંત; ચઉ ગતિ માંહે કર્મ વશે; નહી લાધો દુઃખ અંત ॥ ચેત ॥ ૬ ॥ ભાગ્ય વશેં હવેં ગુરૂ મિલ્યા, તિણેં દેખાડયું મર્મ: ભવ જલ તરવા બેડલી,

દેવ ગુરૂ અને ધર્મ્મ ॥ ચેત ॥ ૭ ॥ દેવ એક મુઝ જિણુવર, ગુરૂ તે સુગુરૂ વિચાર; જિન પ્રવચન સાચો કહે, ગણુધરને અનુસાર ॥ ચેત ॥ ૮ ॥ પઢમ અંગે જિણુવર કહ્યો, તૃતીયઝયણે ધર્મ્મ; ત્રિણુ તત્વ ઈમ સદ્દહી, પાળી ટાળે કર્મ્મ ॥ ચેત ॥ ૯ ॥ જીવ ન કોઈ તુઝ સગો, શત્રુ ન કોઇ સંસાર રાગ દોષ અળગા કરી, પહુંચીજે ભવપાર ॥ ચેત ॥ ૧૦ ॥ કર્મ વશે સંગતિ મલિ, તરૂ પંખી અહિનાણુ; સ્વારથ બાંધ્યો સેવિયે, છાંહી જાય નિદાન ॥ ચેત ॥ ૧૧ ॥ અરિહંત સિદ્ધ સુસાધુનુ, કેવલી ભાખ્યો ધર્મ્મ; ચ્યાર શરણુ ભવભવ હોજો, જેહથી લહું શિવશર્મ ॥ ચેત ॥ ૧૨ ॥ કર્મભૂમિ પનરહ લગે, અરિહંત કેવલી સાધુ; તેહની સાખેં ખમાવિયેં, સવિ હું જીવ અપરાધ ॥ ચેત ॥ ૧૩ ॥ છએ કાય વિસ્તર ભણી, પન્નવણા ભગવંત; અંત કાલે કિમ સાંભરે, તિણે સંખેપે ખમંત ॥ ચેત ॥ ૧૪ ॥ પુઢવી સૂક્ષમ બાદર, પજ્જત્તાપજ્જત્ત; ઇણિપરે સઘલા જાણુવા, ખામું તે એક ચિત્ત ॥ ચેત ॥ ૧૫ ॥ લોહાદિક શસ્ત્રે કરી, અરથે અનરથે જેહ; ધરણિ વિરાધના જે હુઇ, મનશ્યું હર્ષ ધરેહ ॥ ચેત ॥ ૧૬ ॥ પાહાણુ માટી ફિટકડી; હિંગુલ લુણુ હરિયાલ; ઇત્યાદિક ત્રિવિધે કરી, ખામું તેય ત્રિકાલ ॥ ચેત ॥ ૧૭ ॥ પાણી ભોયણુ પીવણે, ધોવણુ તનુ ને ન્હાણુ; ભેલ સંભેલા જે કર્યા, નિંદું તે સવિ ઠાણુ ॥ ચેત ॥ ૧૮ ॥ દીવે ચુલ્હે સંધુખણે, સિગડી સુખને હેત; ઇત્યાદિક કાજે ગણી, આલોવું તે ચિત્ત ॥ ચેત ॥ ૧૯ ॥ પરવંદન પૂજા ભણી, તાલ ઘંટ ચમરાદિ; ધમિવઇ ભોયણિ કુંકવે, નિંદું વાયું અપ્રમાદિ. ॥ ચેત ॥ ૨૦ ॥ બિંહુ ભેદે વણુસઈ ભણી, સાધારણુ પ્રત્યેક; હણી હણાવી અનુમતી,

નાવ્યો ચિત્ત વિવેક ॥ ચેત ॥ ૨૧ ॥ ખાંડી પીસી વાવરી, છેદી જીંહા સ્વાદ; ખાર ભેદ તે સૂકવી, નાણ્યો મન વિષવાદ ॥ ચેત ॥ ૨૨ ॥ આતમ સરીખી વરણવી, તિથ્થનાહ પઢમંગ; સાંભળી તાસુ વિરાધના, આલોવું મનરંગ ॥ ચેત ॥ ૨૩ ॥ બેઇંદ્રી પ્રમુખાવલી, આરંભીએ ત્રસકાય; પંચ પ્રમાદેં દુહવી, ખામું તે જિનરાય ॥ ચેત ॥ ૨૪ ॥ પ્રાણુ હણી મુખે ભાખિયો, અલીય લીઓ અદત્ત; મૈથુન સેવ્યો મન વસેં, નિજ પરતિયશ્યું રત ॥ ચેત ॥ ૨૫ ॥ પરિગ્રહ બહુ એકઠ કરયો, વિવરોવી છયે કાય; ક્રોધ માન માયા ઘણી, લોભ કિયો મન ભાય ॥ ચેત ॥ ૨૬ ॥ રાગ દોષ કલહ કર્યાં, અભખ્ખાણુ પરસ્સ, પરચાડી અરતિ રતિ, પર અપવાદ વિરસ્સ. ॥ ચેત ॥ ૨૭ ॥ માયા કરી કૂડો લવ્યો, મિથ્યાદરશણુશલ્લ; પાપ અઢાર જે આચર્યાં, આળોવું નિસલ્લ ॥ ચેત ॥ ૨૮ ॥ કુગુરૂ નમ્યો ગુરૂ ભૂલમે, કુદેવ સ્તવ્યો કરી દેવ; કુધર્મ કર્યો ધર્મ તોલિમેં, દસવિધ મિથ્યા સેવ ॥ ચેત ॥ ૨૯ ॥

॥ ઢાળ ॥ બીજી ॥ અધર્મે ધર્મ સન્ના કરી. અભાગ્ય વશેં તે આદરી, પરિહરી શ્રુત બુદ્ધિ તે વેગલીએ ॥ ઇણિપરે ધર્મ અધર્મ વલી, માર્ગે ઉન્માર્ગે મન રલી, ઉન્માર્ગે માર્ગે થઈ મતિ ભંભલીએ. ॥ ૩૦ ॥ અજીવે જીવ તે જાણીએ, જીવ અજીવ વખાણીએ; પ્રાણિય ઇમ કિમ જુદો પામીયેંએ ॥ અસાધુ સાધુ મતિ વંદિય, સાધુ અસાધુએં નિંદિય. છિંદિય સંશય શ્રુત સુણી નામીયેંએ ॥ ૩૧ ॥ નવિ મુકયા સંસારથી, કેવલ જ્ઞાન રતી નથી; દુઃખથી છૂટા ઇમ સુખ ભાખિયેંએ ॥ સકલ કરમનો ક્ષય કરી, પુહતા જે શિવ પદ પુરી; ભ્રમ ધરી

ચઉગતિ તિહને રાખીયેંએ ॥ ૩૨ ॥ ઠણુંએ ઇમ સદ્દહ્યો, દશ વિધ મિથ્યા ગુરૂ કહ્યો, હવે લહ્યો સમકિત તણે તે પરિહરૂંએ ॥ પાપ અઢારહ સેવિય, ત્રિવિધ ત્રિવિધ તે નિષેધિય, છેદીય આઠ કરમ ભવજળ તરૂંએ ॥ ૩૩ ॥ શ્રાવક ભાવે ભાવણુ, કહિયે ત્યજીશ્યું ધન સયણુ, શુદ્ધલયણુ સંજમિ ગ્રહિ હું સેવિશ્યુંએ ॥ પંચ મહાવ્રત ઉચરી, નીરતિ કરૂણા મન ધરી, અણુંસરી ગુરૂ પય મૂલેં વિહરશ્યુંએ ॥ ૩૪ ॥ સંલેખણુ પહિલું કરી, અસનાદિક છેહ પરિહરી; ઉસ્સરી સંલેહણુના દોષથીએ, ઇણિપરે મનોરથ કરે, અવસર આવ્યે આદરે, ગુરૂમુખેં ચિત્તે ધર્મ સમાધિથીએ ॥ ૩૫ ॥ ઇણુપરે હુઇ આરાધના અહનિશિ જે વલી સાધના; તે ધન્ના પંડિતમરણે જે મરેએ ॥ બાળમરણુ બહુપરે કરી; જીવડલે ચિહું ગતિ ફિરી, મન ધરી મમતા તિણે કિમ ભવતરેએ ॥ ૩૬ ॥ પુત્ર કલત્ર ધન મન રમ્યો, ઓલેં માનવ ભવ ગમ્યો; નહુ દમ્યો તપ સંજમ એ પ્રાણિયોએ ॥ સુગુરૂ વચન શ્રવણે સુણી, મૂઢપણે તે અવગણી, વિણુ ધણી દૂર્ગતી જાએ પ્રાણિયોએ ॥ ૩૭ ॥ તે દુઃખ સાંભળી ઊભગો, જિનવર વચને ચિત્ત લગો, નહું લગો આરત ધ્યાનેં મન રતીએ ॥ રૌદ્રધ્યાન નહું ધ્યાઇએં; ધર્મ ચુકત આરાધીએં, સાધીએ શિવરમણી ઇમ સંતતીએ ॥ ૩૮ ॥ અણુસણુ કરી પંડિત મરે, સલ્લ હૈયાથી ઊધરે, તે તરે ભવજળ શુભભાવેં થયાંએ ॥ કર્મ બીજ બાળી કરી; ભવ અંકુર નિરા કરી, સનં ઠરી સુખ વિલસે સિદ્ધિ ગયાએ ॥ ૩૯ ॥ ॥ દોહા ॥ વિહરમાન જગદીપતા, શ્રીપાર્શ્વચંદ્રસૂરિરાય; કીધી નિશિ આરાધના, સમરસિંઘ મન

ભાય ॥ ૪૦ ॥ સાધુ શ્રમણી જે મન ધરે, શ્રાવક શ્રાવિકા એહ; અનુક્રમેં તે શિવગતિ લહે; ઈણુ વચનેં ન સંદેહ ॥ ૪૧ ॥

## અથ શ્રી સંક્ષેપ આરાધના.

દોહા—પરમ પુરૂષ પય પ્રણમીએં, પરમાણંદ પ્રકાશ; ભવજળ તારણુ તરણિસમ, પૂરે વંછિત આશ. ॥ ૧ ॥ પહેલું મુઝ જે ધર્મગુરૂ, પરમ પુરૂષ તે જાણુ; જેણે પરમારથ દાખવ્યું, પ્રવચન વચન પ્રમાણ. ॥ ૨ ॥ તિર્થંકર વલી સિદ્ધ ભણી, આયરિયા ઉવઝાય; સાધુ નાણુ દંસણુ ચરણુ, સાધક સુવિહિત રાય. ॥ ૩ ॥ કાલ અનાદિ અનંત લગેં, પરમ પુરૂષ એ પંચ; તેહનાં પય ભવભવ શરણુ, મન ન કરૂં ખલખંચ. ॥ ૪ ॥ ચોપાઇ ॥ ઉઢ અહો તિરયલોય મઝાર, સાસયપડીમા શ્રુત અનુસાર; ચિહું નામે જે જિનવર ભણી, તે હું વંદું ભકિતયેં ઘણી. ॥ ૫ ॥ રિષભ અને ચંદ્રાનનદેવ, વારિસેણુ પ્રભુ કિજે સેવ; વર્ધમાન જિણુવર વંદીયે, હિયડે અહનિશિ આણંદીયેં ॥ ૬ ॥ બીજો જે અનુયોગદુવાર, તેહ તણા છે ચાર પ્રકાર; નામ ઠવણુ દ્રવ્ય ને ભાવ; ચિંહું ઉપર નિરતો એક ભાવ ॥ ૭ ॥ આવે ભાવ તો સૌ પ્રમાણુ, નાવે તો સ્યું કરૂં વખાણુ; ચિહું ભેદે વંદું અરીહંત, અકલ અજય અનાદિ અનંત ॥ ૮ ॥ શત્રુંજય તીરથ ગિરનાર, અષ્ટાપદ વલી ગિરિ વૈભાર; શિખરસમેત વિપુલગિરીંદ, તસુ સમરણુ મુઝ મન આણંદ ॥ ૯ ॥ ઇહાં હુઆ જે સિદ્ધ અનંત, સંજમ પાલી બહુ ગુણુવંત; તેહનું અહનિશિ સમરૂં નામ; કર જોડીને કરૂં પ્રણુામ ॥ ૧૦ ॥ નગર ગામ આગર બહુ ઠામ, અસાસતિ પડીમા અભિરામ; તે સવી વંદું મનની સુદ્ધ, આણી શ્રી

આરેહંતની બુદ્ધ ॥૧૧॥ તેહ નીશંક સાચું જિન કહ્યો, એ પરમ અક્ષર મેં સદ્દહ્યો; ભાવશુદ્ધ એહજ દોહેલું, એહ થકી સહુએ સોહિલું ॥૧૨॥ જીવ અનાદી ભમ્યો ભવ ભૂર, દંસણ નાણ ચરણ કરી દૂર; કીધાં પાપ ઠાણ જે બહુ, તે હું ખામું સ્વામી સહુ ॥૧૩॥ હિંસા કુડ અદત્ત આરંભ, મેલ્યું પરિગ્રહ બહુ આરંભ; ક્રોધ માન માયા ને લોભ, રાગ દ્વેષ ને દિધી થોભ ॥૧૪॥ કર્યા કલહ બહુ દીધાં આલ, પીસુનપણું રતિ અરતિ વિશાલ; રસવસેં બોલ્યા પરપરીવાદ; માયા મૃષા મોહ ઉનમાદ ॥૧૫॥ મિથ્યાસલ્ય અઢારહ પાપ, ભવ ભવ એહ જ થયો સંતાપ; જનમ મરણ કરી ચઉદહરાજ, પુર્યાં કિંપી ન સીધા કાજ ॥૧૬॥ જીવયોની ચઉરાસીલક્ષ, તે સહુએ કેવલી પ્રત્યક્ષ; ઇણ ભવ હણ્યા અનેરેં ભવે, સુગુરૂ સાખે તે ખામું સવે ॥૧૭॥ જે કાંઇ કહીએં અધિકરણ, આપે જનન અનંતા મરણ; જન્મ જન્મ જે કીધા બહુ, વોસિરામિ હિવડાં તે સહુ ॥૧૮॥ દંસણ નાણ ચરણ જગ સાર, અવર ન કાંઈ ગુણ ભંડાર; વિરાધના તેહની નિંદીયે, આરાધ્યા તે અનુમોદીયે ॥૧૯॥ આલોયણ નીંદણ ગરહણાં, ખામણ અણસણ ભવભાવણાં; એહજ મુજનેં આરાધના, પરમારથ શિવસુખ સાધના ॥૨૦॥ ચ્યાર શરણ દુષ્કૃત ગરહણા, સુકૃત કર્યાની અનુમોયણા; સંબલ સબા એહ આધાર, આપો મુજને ભવનો પાર ॥૨૧॥ અંતકાલેં વિસ્તાર નહુ થાય, જેણેં એતલડો કહેવાય, પાર્શ્વચંદ્રસૂરિ આનંદે કહે, આરાધક તે શિવ સુખ લહે ॥૨૨॥

## અથ શ્રી ચારિત્ર મનોરથ-માલા

### ઢાલ પહેલી (ચોપાઇની દેશી)

સુહગુરૂપય પ્રણમું નિશદીસ, કરજોડીને નામિય સીર
જાસુ પસાયે નિરમલ નાણુ, લહિયે મુક્તિતણો અહિના
॥૧॥ તે ગુરૂ ભાખે પ્રવચન શુદ્ધ, જાણી કે ભેલ્યું સા
દૂધ; શ્રવણ પુટેં પીતાં સુખ હોય, એ જામલિ બીજો ન
કોય. ॥૨॥ માહણ ક્ષત્રી વૈશ્યને શુદ્ર, ચાર વર્ણ એ ભ
અભદ્ર; કરે સદા બહુ વિધ આરંભ, નમુણે નરભવ ન
સુલંભ ॥૩॥ પરિગ્રહ વિણ આરંભ ન થાય, આરં
છક્કાય હણાય; જીવ હણંતાં વયર વિવૃદ્ધિ, ઇણિપરે કા
ભોગની સિદ્ધિ ॥૪॥ તેહ થકી સુખની શી આશા ? દુ
નહી દુઃખમય પાસ; કાલે પ્રાણી પામે મરણ, કામભોગ ધ
થાય ન શરણ ॥૫॥ સર્જન મિલી બાહિર લઈ જા
અગની તનુ છારહડો થાય; ભોગવે જીવ કરમ એકલે
કીધો પાપ ન હુવે ભલો ॥૬॥ ભોગકાજે મ્હેલી આ
તે નહું ચાલે કાંઈ સાથ; વેંહચી સજ્જન તાસુ ધન ખા
દુઃખ વિભાગી કોય ન થાય ॥૭॥ માય પિતા બંધવ બ
નારી, પુત્ર સજન જે છે સંસારી; દુર્ગતિ પડતાં ન હુ
ત્રાણ, કાંઈ ન કુરે પ્રાણી વિનાણ ॥૮॥ ઇણિપરે
સંસાર અસાર, દુઃખસાગર જસુ ઉપમા છાર; ઇમ જા
મમતા પરિહરે, તે માનવ ભવસાયર તરે. ॥૯॥
સાંભળી મન ધરે વૈરાગ, છાંડી સહુ સજ્જન ધન રા
પંચ મહાવ્રત એક આદરે, શુદ્ધ પાલી કેવલસિરી
॥૧૦॥ કેઈ શ્રુત સાચું સદ્દહે, બહુ સંવેગજ હિયડે વ
કરે મનોરથ સમરસિંઘણે, તે રાગે ઉત્તમ ગુણ તણે ॥૧

## ઢાલ બીજી દિવઢીની દેશી

કહિયેં સંયમ લેશું, સુહગુરૂ સંગમેં; સંગ સયણ ધન પરિહરીએ; વિધિએં વિહાર કરીશ્યું, નિર્મળ ભાવિય; ગામાગર નયરે ફીરીએ, પંચ મહવ્વય ભાર, ગિરિજિમ દુદ્ધર; કહિયેં નિરંતર ધારિશ્યું એ, વહ મુસ ચોરીકાર, મેહુણ પરિગહ; રાઇ ભોયણ વારિશ્યું એ ॥ ૧૨ ॥ બહુ ગુણ તણો નિવાસ, દોષ વિણાસણ; શમ સરવર જલ ઝીલીશ્યું એ, કહિયેં ગુરૂકુલવાસ, આદિલ મુણિવર, સેવ્યો હું પણ સેવિશ્યું એ ॥ શરણ વારણ સાર, દીધીય ચોયણ; પડિચોયણ સહિશ્યું ઘણીએ ॥ તે દિન હુશ્યે કિવાર; શીખેં ચાલીશ્યું; નિય ગુરૂ ગીતારથ તણીએ ॥ ૧૩ ॥ રયણાયર ગુરૂજાણ, ગિરૂઓ ગંભીર; નિરમલ ગુણરયણેં ભર્યોએ ॥ ધન ધન ગુરૂની વાણી, ડોલ્યો મુનિવર; મેઘકુમરજિણ ઊલર્યોએ ॥ ચેલણા શ્રેણિક રાય, સાહુણી મુનિગણ; પેખી નિયાણાં જે કર્યાં એ ॥ ટાલ્યા તે ગુરૂરાયેં, કહિયેં વંદિશ્યું ! ઈસ્યા સુગુરૂ ભવજળ તર્યાએ ॥ ૧૪ ॥ અચપલ અતુરિત ચાલ; પગ પગ નિરખતો; જુગ પ્રમાણ ધર શોધતો એ ॥ ચાલીશું ઈરિયવિહાર, કહિયેં ઉત્તમ; માનવ ઈમ પ્રતિબોધતો એ ॥ મૃદૃ વાણી નિરવદ્ય, મધુર અકર્કસ; પ્રાણઘાત જિહથી નહીએ ॥ પ્રીતિ ઉપાવે સદ્ય, ત્રિભુવન જીવને; હિત કારણ જિણવર કહીએ ॥ ૧૫ ॥ મિશ્ર મૃષા પરિહાર; સંર્વ્વત સંમત; આગમ જામલિ તોલીશ્યું એ ॥ સત્ય અને વ્યવહાર, સુમતિ સુનિરતિય, કહિયેં ભાષા બોલીશું એ ! ॥ કુસુમેં જિમ મધુકાર, ભમતાં ઘર ઘર,

કરીશ્યું સુધી ગોચરીએ; લેશ્યું ઉંચ્છઆહાર, કહિયેં દૂષણ, વીસબીગુણબે (૪૨) પરિહરીએ ॥ ૧૬ ॥ મંડલી પંચદોષ, ટાલી સાહમ્મીય, સંવિભાગ કરી ભુંજીશ્યું એ ॥ છંડી રાગ વલી દોષ, કહિયેં શમ મન, મોહ મહાભડ જીપીશું એ ! જીવ જતન મૂકેશું, દ્રષ્ટીએ નિરખીય, પૂંજી ઉપધિ-પડિગ્રાહીશું એ; સમય તે સફળ ગણેશું, જઇયેં સંજમ, સાયર ભુજબલ ગાહશ્યું એ ॥ ૧૭ ॥ પાસવણ ઉચ્ચાર, ખેલસિંઘાણય. જલ્લ ઉપધિતનુ તેહવોએ; ચઉપચાર આહાર, વધીય અનેરડો, પરિઠવણ ઉચિત જેહવો એ; દશગુણથંડિલ જોઇ, સુપ્પડિલેહીય, સુપમજ્જય વલી વલી વિહીએ; તમ તિમ જયણા હોય, પ્રવચન ભાષિત, કહિયેં પરિઠવિશ્યું સહીએ ! ॥૧૮॥

॥ ઢાલ ત્રીજી ॥ આરત રૌદ્ર નિવારિય, સમતા રસ જલ ઠારિય, સારિય ગુપતિ સહિત મન રાખિશ્યું એ; કહિયેં ભાષા સંવરી, મૌનાલંબન આદરી, સુંદરિ વચનગુ-પતિ ચિત્ત આણિસ્યુંએ ॥ ૧૯ ॥ સહતો દુસહ ઉવસગ્ગ, કરતો નિરતો કાઉસ્સગ્ગ, ઉસ્સગ્ગ માર્ગે ગિરિ જિમ થિર હુશ્યે એ; ફલગ જિમ ડોલે નહિ, કાય હણી તો મુજસહી, નિરવહી કહિયેં તે દિન આવશ્યે એ ॥ ૨૦ ॥ છંડી વિષય વિષ દૂષણ, વંછિસુ નહિય વિભૂષણ, લહીક્ષણ વસ્ત્ર મલિન કહીયે પહિરશ્યું એ ! તે પુણ ફાટા જીરણ, કોઈ ન કરે ઉદીરણ; હરિણી નિર્ભય થઇ ઈમ વિહરશ્યું એ ॥ ૨૧ ॥ પ્રથમ સામાયક ઉચરી, છહ કાય રક્ષા કરી, આકરી કિરીયા કહિયેં પાલિશ્યું એ ! છકયમાસ થતિ તિહતણી, ઉકોસેં

પ્રવચન ભણી, મુખભણી છ જીવણી સંભાલિશ્યુંએ ાા૨૨ાા આવશ્યક દશવેયાલી, આઠ પન્નર દિન તપપાલી, મંડલી સાત વિધેં આરાધિશ્યુંએ; પામિય સુહગુરૂ સંજોગ, તેહનો તસુમુખ અણુઓગ; સંભોગ સામ્મિસું સાધિશ્યુંએ ાા ૨૩ ાા ગુરૂ સાખે ઉવઠાવણ, તપ કરી લેઈય વાયણ; પાવણ શ્રુત-ભણિ કહિયેં થાઈશ્યું એ ાા કહિયેં કાલવાઘાઇય, વેરતિ-પાભાઇય, રાઇય કરી સજ્ઝાય પઢાવિશ્યું એ ાા ૨૪ ાા પઢમ સજ્ઝાય વિધેં કરી, બીજે ધ્યાન સમાચરી, જાગરી ત્રીજે જામે જાગીશ્યું એ; ચોથે ભણણ ગુણણ વલી; દિવસ ક્રિયા કરી મનરલી, કેવલી મારગ કઇયેં લાગસ્યું એ ાા ૨૫ ાા અઢાર સહસ શિલંગેં, રથરૂપેં અતિ ચંગે, રંગીએ કહિયેં ધુરિધર ધારિશ્યું એ ાા દશવિધ સાધુ સમાચારી, નિજ થુઈ પરદૂષણવારી; મણુહારી નિરતિ કહિયેં પાલિશ્યું એ ! ાા ૨૬ ાા સહિસ્યું પરિસહ બાવીશ, નવ કલ્પીએં મન સજગીશ, ધન દિવસ ઉગ્ર વિહારેં વિહરશ્યું એ ાા પરપરિ-વાય વિરતો, શત્રુ મિત્રસમ ચિત્તો, તત્તો ગૃહિયેં સંગ કહિયેં છંડીશ્યું એ ાા ૨૭ ાા આરામેં ઉજાણિહિં, સુન્નાગર સુસાણિહિં, ઠાણિહિં કહિયેં વસિશ્યું અહુનિશેં એ ાા રમિશ્યું ધર્મ્મ આરામીએ, સમકિત તરૂ અભિરામી એ, નામીએ દમ શિવ ફલ સંવરરસેંએ ાા ૨૮ ાા પઢિય પુવ્વ પડિમા-બાર, કહિંયે વહિશ્યું સવિચાર, આચાર આદર કરીને આદરી એ ાા ગજસુકુમાલ તણીપરે, પ્રાણજ કોઈ નર હરે, તિહ ઠરે મન પ્રવૃત્તિ અતિ માહરી એ ાા ૨૯ ાા

---

ઢાલ ચોથી દોહા.

વિકથા સહુએ વારી કરી, એક ચિત્ત સજ્ઝાય, કહિયે કરીશ્યું વનગહને, બેસી નિરમળ ઠાય ॥ ૩૦ ॥ થિવિરકલ્પી હું વિહરતો, જિનકલ્પી જિમ જાણ, કરીશ્યું વન મૃગચારિકા, નિપડિકમ્મ મતિ આણ ॥ ૩૧ ॥ તે દિન કહિયે આવશે, એકાકી ગીયથ્થ; ગુરૂપ્રસાદી જઇયે થશે, સાધીશું નિય પરમથ્થ ॥ ૩૨ ॥ કચ્છપની પરે ગોપવી, ઇંદ્રિય પંચપ્રપંચ; અપ્રતિબદ્ધો વાયુ જિમ, છંડી છળબળવંચ ॥ ૩૩ ॥ નિરાલંબ આકાશ જિમ, જલહિ જિમ ગંભીર; સૌમ્ય લેશ શશિ તણિપરે, મંદરગિરિ જિમ ધીર ॥ ૩૪ ॥ દિનકર જિમ તપી દીપતો, વિહંગ જેમ ભારંડ; અપ્રમત્ત કહિયે હોશ્યું, પામી ધર્મ અખંડ ॥ ૩૫ ॥ દંસણનાણ ચારિત્ત તવ, વીરિયનાં આચાર; નિરતેં નિરતા આચરિશ્યું, કહિયે નિરતાચાર ॥ ૩૬ ॥ ધન્ય સુબાહુ મુણિંદવર, ધન્ય ધન્ના અણગાર; ધન અઇમંતો બાલ ઋષિ, અરજુનમાલાગાર ॥ ૩૭ ॥ એહ સરિસ હું સંગ્રહિશું, જઇયેં સંજમ સાર; ધન્ય દીહ તે લેખવિશું, મન વંચ્છિત સુખકાર ॥ ૩૮ ॥ વિવિધ ભાવ ગુંથી કુસુમ, એહ મણોરહ માલ; કંઠે ઠવી ઉત્તમ જણે, સોહે ગુણ સુવિશાલ ॥ ૩૯ ॥ પરમારથ પરિમળ બહુલ, પસરે દહ દિશિ જોય, ભમર ભવિક ઇણ રસેં રસિક, પામે વંચ્છિત સોય ॥ ૪૦ ॥ પાર્શ્વચંદ્ર સૂરિ વિનવે, સાંભલજ્યો સહુકોય; આણ સહિત કરિયામલી, શિવ સુખ દાયક હોય. ॥ ૪૧ ॥

# અથ શ્રી શ્રાવક મનોરથ માલા

## ઢાલ પહેલી—દેશી ચોપાઇની

વીરજિણેસર પય પ્રણમેસું, નામ મંત્ર ગુરૂનો સમરેસું, ત્રણ મનોરથ શ્રાવક તણા, કહિસ્યું હીયડે ધરિ ધારણા ॥ ૧ ॥ અધ્યયન ત્રીજે શ્રીઠાણુાંગ, તે બોલ્યા જિનવરેં પ્રસંગ, પૂરા પુન્યતણે એ ઉદય; પુન્યવંતને આવે હૃદય. ॥ ૨ ॥ વલી કિવારે જઇને ફલેં, તો ફિરી સોવન સોરભ મિલેં, તિણ કારણ સાંભલી ગુરૂમુખેં, તસુ પરમારથ લહીયેં સુખે ॥ ૩ ॥ બીયઝયણેં બોલ્યા બે ઠાણ, ન ઓલખે જો તેય સુજાણ, તો નહુ ધર્મ સુણેવાં લહેં, કેવલી ભાષિત જિન ઇમ કહે ॥ ૪ ॥ એવમાદિ છે બોલ ઇગ્યાર, કેવલી કહ્યો બોધ ગુણ સાર, પવ્વજ્જા તપ સંજમ બંભ, સંવર સમકિત તણો અવઠંભ ॥૫॥ મઈ સુય ઓહિનાણ મણનાણ, કેવલ કેવલિ ભાષિત ઠાણ; ઇણિપરે બોલ્યા બોલ ઇગ્યાર, પામે નહી ભમે સંસાર ॥૬॥ કેહાં બોલ્યા તે બે ઠાણ; બહુલા દૂષણ તણા નિદાણ; એક પરિગ્રહ બીજો આરંભ, હીયડે ધારો ટાલી દંભ ॥૭॥ એહ કહ્યા કિણિ પરે ઓળખે, કિમ લહીએ ગુરૂ ભાષિત પખે; અનરથ કારણ દુરગતિ મૂળ, છે પડિકુળ મગણ અણુકુળ ॥૮॥ એહ વશેં જીવ બહુ ભવ ભમે, ઇમ જાણે તે શિવપુર રમે; ઇણ કારણ ટાલો આરંભ, વલી વલી નરભવ નથી સુલંભ ॥૯॥ એહનો કારણપરિગ્રહ જાણ: એ બે બેઅવગુણની ખાણ; એ બે બે જિણેં છંડયા સહિ, મંડયો ધર્મ રંગ મતિ લહિ ॥૧૦॥

॥ ઢાળ બીજી "ગૌતમ સમુદ્ર કુમાર, સાગર ગંભીર એ દેશી" ॥

સાંભળી ઈમ સુવિચાર; ભવિયણ ભાવેહિ, પૂરો; સંજમ આદરે એ ॥ કરી પરિગ્રહ પરિહાર; કરમ ખપાવીય, લહિ કેવલ શિવસિરિ વરેએ ॥ કેઇ ન શકે પાલ; સર્વતસંવર, વ્રત ધારે સમક્તિ ધણીએ ॥ આવશ્યક બિહુ કાલ, તે હુએ શ્રાવક, મન ભાવના ભાવે ઘણીએ ॥૧૧॥ જસુ તને ગણુ એકવીશ; સહજેં દીપએ, છીપેં મિથ્યા મતિ નહિએ ॥ પ્રવચન ધરે જગીશ, એ પરમારથ, અવર અસાર સહુ સહીએ ॥ ખોભવિ ન શકે કોઇ, સુર ગણુ નિગ્રંથ, પ્રવચનથી દ્રઢતા ઈસીએ ॥ કામદેવ સમ હોય, તેહના ગુણનીય, વર્ણવણા કરીએ કીસીએ ॥

॥ ઢાળ ત્રીજી—અરણીક મુનિવર ચાલ્યા ગોચરી એ દેશી ॥

શ્રમણોપાસક પાસક સારના, ત્રણ મનોરથ એહ; કરતો કરે તે બહુલિ નિર્જરા, પામે ભવ દુહ છેહ ॥શ્રમણો૦॥૧૩॥ ધણ કણ કરસણ મંદિર માલિયા, રૂપ સોવન ભંડાર, કુવિય દુપય પશુ જાતિ છે ઘણા, ઈમ એ નવય પ્રકાર ॥શ્રમ૦॥૧૪॥ શ્રમણો પાસક પાસક સારના, પ્રથમ મનોરથ એહ; કરતો કરે તે બહુલિ નિર્જરા, પામે ભવ દુહ છેહ ॥શ્રમ૦॥૧૫॥ કઇયેં પ્રભુજી તે દિન આવશ્યે, આણી સમતા ઠાણિ; જઇયેં પરિગ્રહ સંગ્રહ છંડિશ્યું, મમતા કારણ જાણિ ॥શ્રમ૦॥૧૬॥ પરિગ્રહ પૂંઠે આરંભ છે સહિ, ભજના આરંભે થાય; પરિગ્રહ કેરી આગામેં ઈમ ભણ્યું, તિણેં ભવ મૂળ કહાય ॥ શ્રમ૦॥૧૭॥ જાલિ મયાલિ પ્રમુખ તે ધન ભણું, પરિગ્રહ આરંભ ટાલ; જેણેં સુધું સંજમ આદર્યું, તે પ્રણમું ત્રિહુ-કાલ ॥શ્રમ૦॥૧૮॥ શ્રમણો પાસક પાસક સારના, બીય મનોરથ એહ; કરતો કરે તે બહુલિ નિર્જરા, પામે ભવ દુહ છેહ ॥

શ્રમ૦॥૧૯॥ કહિયે હું પુર્ણમુંડપણો ધરી, દશ વિધ તજીય આગાર; થાશ્યું આણી મનની ભાવના, સરવ થકી અણગાર ॥શ્રમ૦॥૨૦॥ પંચ મહાવ્રત નિરતા પાલિસ્યું, કરિસ્યું ઉગ્ર વિહાર; ગુરૂકુલ વાસે વસતો અહનિશિ, પ્રયુંજિપંચ આચાર ॥શ્રમ૦॥૨૧॥ સરિસ્યું પરિસહ વીશ બે આગલા, ઉવસગ-ચિહું પ્રકાર; કરિશ્યું મસાણે કાઉસગ એકલો, પૂરવ મુનિ સંભાર ॥શ્રમ૦॥૨૨॥ સમતિયેં સમિતિ નિરતિ રાખિશ્યું બંભ તણિ નવવાડિ; કર્મ તણાં દળ કહિયેં ચૂરીશ્યું, પૂરીશ્યું મનની રૂહાડી ॥શ્રમ૦॥૨૩॥ ગિરિશંમેતેં શત્રુંજયગિરિ ચઢી, વિપુલગિરિ વૈભાર; ધન ધન અણસણ સૂધે મને કરી, જે પહુતા ભવ પાર ॥શ્રમ૦॥૨૪॥ શ્રમણોપાસક પાસક સારના, તીજો મનોરથ એહ, કરતો કરે તે બહુલિ નિર્જરા, પામે ભવ દૂહ છેહ ॥શ્રમ૦॥૨૫॥ હું પણ કહિંયે કરીય સંલેખણા, દ્રવ્યત ભાવત દોઈ; શ્રદ્ધાનીરે નિરમલ થાઇશ્યું; પાવ પંક મલ ધોઈ. ॥શ્રમ૦॥૨૬॥ પાઓગમણ બીજો ઇંગિણી, ત્રીજો ભત્તપચ્ચખાણ; આદર આદરિ એ ત્રિહું માંહિલો, પાલિશું જિનની આણ ॥શ્રમ૦॥૨૭॥ તે દિન કઇયે મુજને આવશે, આરાધી શુભ જાણ; સહિત સમાધિંએ કાલ અવંછતું. વસિશ્યું પરમપદ ઠાણ ॥શ્રમ૦॥૨૮॥ ઇણિ પરે આગમેં જિણવર ભાખિયા, શ્રાવકનેં અધિકાર; પાર્શ્વચંદ્ર-સૂરિ ભવિયણ આગલે, કહે તેહીજ અનુસાર ॥શ્રમ૦॥૨૯॥

દોહા–ત્રણ મનોરથ ઈમ કરે, જેશ્રાવક સુવિચાર; જિમ શ્રાવક તિમ શ્રાવિકા, દુત્તર તરેં સંસાર. ॥૩૦॥

---

## ॥ અથ શ્રી અગ્યાર બોલની સજ્ઝાય ॥

### ॥ શ્રી શાંતિનાથજીના છંદની ચાલઃ ॥

તીર્થંકર ચઉવીસહું, વંદું સુગુરૂ સુસાધ, પ્રવચન જે સૂધો કહે, ખટજીવ નિરાબાધ ॥૧॥ શ્રી ગુરૂ દિનકર ઉગીયો, નાઠો તમ અન્નાણ; કરી વિવેક જાગો જના, હિયડે કરો વિન્નાણ ॥ શ્રી ગુરૂ ॥૨॥ ગુરૂ વિણ માગ ન પામીએ, સૂધો ઈણ સંસાર; પર તારે આપણ તરે, પહુંચાવે ભવપાર ॥ શ્રી ગુરૂ ॥૩॥ જિમ બેડી આશ્રાવણી, બોળે પર ને આપ; તિમ ગુરૂ ગ્રંથ સહિત કરે, નિજ પરને સંતાપ ॥ શ્રી ગુરૂ ॥૪॥ જ્ઞાન ક્રિયા બિહુ સંજુતો, અસંદીન દ્વીપ સમાન, તેહને આશ્રય જે રહ્યા, પામે તે સુખસ્થાન ॥ શ્રી ગુરૂ ॥૫॥ ગુરૂ પ્રસન્ન જેહને હુઆ, જાગ્યો તેહનો ભાગ; કર્મ્મ નિવિડ થયાં વેગલાં, મોહ તણો નવી લાગ ॥ શ્રી ગુરૂ ॥૬॥ ખીરનીર પટંતરો, રાજહંસ જિમ લોઈ; કરે એમ વિગતેં કહે. ધર્મ્મ તે વિરલો કોઇ ॥ શ્રી ગુરૂ ॥૭॥ સૂત્ર માંહે સઘલે અછે, ધર્મ્મ અધર્મ્મ વિચાર; પુણ તે જાણે ચતુર જે, તેહનાં વિવિધ પ્રકાર ॥ શ્રી ગુરૂ ॥૮॥ ધર્મ્મ અધર્મ્મ મિશ્રહ, જ્ઞેય હેય આદેય; વિધિ-ચરિતાનું યથાસ્થિતે, જાણે એ નવ ભેય ॥ શ્રી ગુરૂ ॥૯॥ અનુયોગે સાત નય કહ્યા, તે સવી બિહુ અવતાર; તે પુણ જાણ્યા જોઇયે, નિશ્ચે ને વ્યવહાર ॥ શ્રી ગુરૂ ॥૧૦॥ બીઅ અંગે બીજે ગુણે; બીયઝયણે જિનદેવ, ત્રિણિપક્ષ વિસ્તરી ભણ્યા, કહિશ્યું તે સંખેવ ॥ શ્રી ગુરૂ ॥૧૧॥ ગૃહ કરસણ વલી આપણ, તેહનો સવી વ્યાપાર; પંચ વિષયનો પોષવો, પુત્રાદિક પરિવાર ॥ શ્રી ગુરૂ ॥૧૨॥ શેષ પરીગ્રહ સવી મિલી

અર્થ કામ આરંભ; પાપ અઢારનો સેવવો, કૂડ કપટ છલ દંભ ॥ શ્રી ગુરૂ ॥૧૩॥ મિથ્યાતી જે મિશ્રશું, કરે ક્રિયા અવિચાર; જ્ઞાન હીન તે બાપડા, ત્રિણિસય ત્રેસઠ પ્રકાર ॥ શ્રી ગુરૂ ॥૧૪॥ અધર્મ્મ પક્ષ માંહે સહુ, ભાખે ઇમ અરહિંત; ધર્મપક્ષ હવે મન ધરો, સાધુ સુગુરૂ ગુણવંત ॥ શ્રી ગુરૂ ॥૧૫॥ પંચ મહાવ્રત આદરી; પાલે પંચાચાર, સુમતિ ગુપતિ બ્રહ્મ સંજુઆ, છાંડયાં પાપ અઢાર ॥શ્રી ગુરૂ ॥૧૬॥ જયણા ચાલે ઉઠ્ઠ રહે; બેસે સુએ આઉત્ત; જયણે ભાસે ભુંજએ, ધર્મ્મ પક્ષ સંજુત્ત ॥ શ્રી ગુરૂ ॥૧૭॥ મિશ્ર પક્ષ શ્રાવક કહ્યા; જાણે તત્વ વિચાર; દેશવિરતિ નિરતિધરે, ટાલે તસુ અતિચાર ॥ શ્રી ગુરૂ ॥૧૮॥ જીવ ઘાત આદે જીહાં, અંતે જાસુ મિછિત્ત; એક થકી વિરત્યા અછે; એક થકી અવિરત્ત ॥ શ્રી ગુરૂ ॥૧૯॥ સાધુ અપેક્ષા અણુવ્રતી, તેહનાં પંચપ્રકાર; સાત શિક્ષાવ્રત તેહ મિલ્યા, ઈમ સવી મિલ્યાં બાર ॥ શ્રી ગુરૂ ॥૨૦॥ પોષહશાલા પ્રમુખ જે, ધર્મ્મ તણા અવઠંભ; કરે કરાવે અનુમતેં, મનમાં નાણે દંભ, ॥ શ્રી ગુરૂ ॥૨૧॥ જિન ગુરૂ વંદેવા ભણી, ચતુરંગ દલ મેલેવિ; દિક્ષા ઉછવ આદે દઇ, સાહમી ભગતિ કરેવિ ॥શ્રી ગુરૂ ॥૨૨॥ એહનાં ભેદ અછે ઘણા, અધર્મ્મ મિશ્રને ધર્મ; નિશ્ચય વ્યવહારે કરી, સમકિત ચારિત મર્મ્મ ॥શ્રી ગુરૂ ॥૨૩॥ અર્થ કામ આરંભ જે વ્યવહારે તે અધર્મ્મ; સમકિતશ્યું દાઝેં રહે, નિશ્ચે તિણે એ ધર્મ્મ ॥ શ્રી ગુરૂ ॥૨૪॥ ધર્મકાજ આરંભ જે ઉભય પ્રકારે મીશ; છંડેવા મન નવિ કરે, કરિવા ચિત્ત જગીસ ॥ શ્રી ગુરૂ ॥૨૫॥ પોસહ સામાયિક કરે, વ્યવહારે છે ધર્મ્મ; નિશ્ચે મિશ્ર તે જાણીએ, લાગે મમતા કર્મ્મ. ॥શ્રી ગુરૂ ॥૨૬॥ નેય વસ્તુ

હિવે મન ધરો, ખટ દ્રવ્ય ખટજીવ કાય; દ્વીપ જલધિ ગિરિ-કંદરા, ચઉગઇ સાસયભાય ॥ શ્રી ગુરૂ ॥૨૭॥ દેવલોક સિદ્ધિ ઘનોદહી, ઘન અથ તનુ તિહવાત; લોક અલોકાદિક બહુ, જ્ઞેય વસ્તુ વિખ્યાત ॥ શ્રી ગુરૂ ॥૨૮॥ હેય તે કહીયે છાંડીવો દુખકર વિષય કષાય; પંચ પ્રમાદ તેર કાઠીયા; કર્મારંભ છહ-કાય ॥શ્રી ગુરૂ ॥૨૯॥ વિકહા ચઉ સઘલી ક્રિયા, મદ અડ પાપ અઢાર; એ દેખાડી વાનગી, ટાલી લહે ભવપાર ॥ શ્રી ગુરૂ ॥૩૦॥ આદેય સુખ સંપતિકરૂ, દંસણ નાણ ચરિત્ત; તપ સંજમ સમિતી ગુત્તિ, બ્રહ્મચર્ય નવ ગુત્તિ ॥શ્રી ગુરૂ ॥૩૧॥ સામાચારી દશવિધે; શમ દમ દશ વિધ ધર્મ્મ; ઉપાદેય ઈત્યાદિ જે, પાલી ટાલે કર્મ્મ ॥ શ્રી ગુરૂ ॥૩૨॥ વિધિ તે જે વિઘટે નહી; આવશ્યક બિહુ કાલ; ચઉવિંહ સંઘ સમાચરે, દીવસ નીશા અંતરાલ ॥શ્રી ગુરૂ ॥૩૩॥ શ્રી વીરે જે વિધિ આદરી, ભાખી તે પઢમંગ; તે વિધિ સાધુ સમાચરે, ઈત્યાદીક મન રંગ॥શ્રી ગુરૂ ॥૩૪॥ ચરીત તે નામ લેઇ કહે, તેહનાં ત્રણ પ્રકાર; અધર્મ્મ મીસ વલી ધર્મ્મ તે, હેયોપાદેય અવતાર ॥શ્રી ગુરૂ॥ ૩૫ ॥ચેડા કોણિક નરપતિ, ઝુંઝા વિણુઠા લોક; દુખ વિપાક દશ જે કહ્યાં, પાપે પડયા બહુ શોક ॥ શ્રી ગુરૂ ॥ ૩૬ ॥ ગોશાલે રૂષીં બાલિયા, નાગસિરી રિષી ઘાત; સોમિલ ચરિત અધર્મ એ, કરી પામ્યા અતિપાત ॥શ્રી ગુરૂ ॥ ૩૭ ॥ હેયચરિત એ જાણિયે, હવે મિશ્ર અધિકાર; શ્રાવક સમકિતદષ્ટી એ, ધર્મ્મ કાજે વ્યાપાર ॥ શ્રી ગુરૂ ૩૮ ॥ રૂષભદત્ત રથ જોતરી, ઉદાયન કોણિકરાય; ચતુરંગ દલ મેલી કરી, જઇ વંદ્યા ગુરૂપાય ॥ શ્રી ગુરૂ ॥ ૩૯ ॥ સાહમ્મી ભોજન પુખલી, મહોછવ ચરણ જમાલ; કુણિક દીધી

વધામણી, પરદેશી દાનશાલ ॥ શ્રી ગુરૂ ॥ ૪૦ ॥ પ્રતિમા પૂજી દ્રોપદી, વિજયાદિક વલીદેવ; સૂરિયાભેં નાટક કર્યો, બત્રીશ વિધ મંડેવ ॥ શ્રી ગુરૂ ॥ ૪૧ ॥ ચિત્તિચાર હય વર દમ્યા, ફરહોદક ધર્મ્મકાજ; મંત્રિસુબુદ્ધીસુરહિકર્યો, બોધ્યો જીતશત્રુરાજ ॥શ્રી ગુરૂ ॥ ૪૨ મૂકી જિન છઉમત્થપણે શીતલ તેજુલેશ; ખંદક સનમુખ ઉઠીઓ, ગૌતમ ગયો તિણેદેશ ॥ શ્રી ગુરૂ ૪૩ ॥ નાગસિરી ધર્મ્મઘોષએ, હીલી શીશ સમક્ષ; સીહોરોયો ગુરૂદુખે કાછેંજિનપ્રત્યક્ષ ॥ શ્રી ગુરૂ ॥ ૪૪ ॥ ચરિતમિશ્ર ઈત્યાદીજે, હિયડાશ્યું અવધાર; નિંદ પ્રશંસા નહું કરે, સાધુ સુગુરૂ વ્રતધાર ॥ શ્રી ગુરૂ ॥ ૪૫ ॥ નિંદે તસુ ધર્મ્મ હેલના, થાપે તસુ આરંભ, દૂષણ લાગે બિહુપરે, વળતો ધર્મ દુલંભ ॥ શ્રી ગુરૂ ॥ ૪૬ ॥ આણંદાદિક શ્રાવકે, બારવ્રત ઉચ્ચાર; કીધો પાલ્યો નિર્મલો, પ્રતિમા વહિ ઈગ્યાર ॥ શ્રી ગુરૂ ॥ ૪૭ ॥ અંતેઅણુસણ આદરી, પામ્યા સર્ગનિવાસ; એકભંવતરે પામશે, શિવપુર સુખ સંવાસ ॥ શ્રી ગુરૂ ॥ ૪૮ ॥ મેઘકુમાર ચારિત્ર લિયો, ગજસુકુમાલ સુબાહુ; ઢંઢણ ધન્ને તપ કીયો અર્જુન આદિ સુસાહુ ॥ શ્રી ગુરૂ ॥ ૪૯ ॥ ગજસુકુમાલ અહિઆસિઉ, સોમિલકૃત અતિ દુઃખ; તતખિણ કર્મ્મ ખયેકરી લીધો શિવપુર સુખ ॥ શ્રી ગુરૂ ॥ ૫૦ ધર્મ્મરૂચી કડુતુંબડો આહાર્યો તતકાલ; જીવ દયાને કારણે, લાધો સુખ વિશાલ ॥ શ્રી ગુરૂ ॥ ૫૧ ॥ ચરિત ધર્મ્મ એ સાંભલ્યો, એ સહુને આદેય; ઇત્યાદિક જે આદરે, તે પામે શિવ શ્રેય ॥ શ્રી ગુરૂ ॥ ૫૨ ॥ પઢમઉવંગેં જિન ભણ્યો, જહઠિયવાદિએ જાણ; જે જગ હુંતો જેહવો; કેવલદર્શનનાણ ॥ શ્રી ગુરૂ ॥

૫૩ ॥ ઠાણુંગે એકાદિથી, લોકાદિક દસ ઠાણ; ચોથે અંગે ઇણિપરે, કોડાકોડિપ્રમાણ; ॥ શ્રી ગુરૂ ॥ ૫૪ ॥ પન્નવણા-દિકઆગમેં, પ્રાએંજહઠિયહોય; જ્ઞેય હેય આદેયએ, હિયે-વિચારીજોય ॥ શ્રી ગુરૂ ॥ ૫૫ ॥ ભગવઇ અંગે જેમ કહ્યો, નિશ્ચય ને વ્યવહાર; સંખેપે સુણી એહથી, સઘલે કરો વિચાર ॥ શ્રી ગુરૂ ॥ ૫૬ ॥ મંજીઠા રાતી કહી, નીલી શુકનીપંખ; પીલી હલદ કાલી ગુલી, ધવલો ખીર શશિ શંખ ॥ શ્રી ગુરૂ ॥ ૫૭ ॥ મીઠી સાકર ભેષજ; કડુઓ લીંબ સુતિખ; ઇત્યાદિ રસ જાણિવા, ફરસિયેં છારી લુખ ॥ શ્રી ગુરૂ ॥ ૫૮ ॥ વ્યવહારે નિશ્ચે હુવે, પંચ વરણ રસ પંચ; ગંધ દુ અડ ફરસા તિહાં, ઇકઇક નહીખલ ખંચ ॥ શ્રી ગુરૂ ॥ ૫૯ ॥ બોલ અગ્યાર શ્રવણે સુણી, મનસું કરો વિચાર; જે જિહાં મિલતો તે તિહાં, ભાંખો શ્રુત અનુસાર ॥ શ્રી ગુરૂ ॥ ૬૦ ॥ કલશ ॥ ઇગ્યાર પદએ સૂત્રસાખે, સુગુરૂ મુખ અવધારીયે ॥ આદેય પદ મન વચકાયે આદરી હેય વારીયે ॥ જ્ઞેયવસ્તુ સ્વરૂપ જાણી ધર્મ્મશું મન રાખીએ ॥ સૂરિંદ્ર શ્રી પાર્શ્વચંદ્ર શિષ્યે સમરસિંઘે ઇમ ભાખિએ ॥ ॥ ૬૧ ॥

## અથ શ્રી ઓગણત્રીસી ભાવના.

॥ દોહા ॥ અવિચલ પદ મન થિર કરી, જિહાં છે સુખ્ખ અપાર ॥ પ્રતિબોધિશું મન આપણો, જિમ પામીશું ભવપાર ॥ ૧ ॥ રે મન તેં અસ્થિરપણે, કીધાં કરમહ કોડ ॥ રાગતણેં રંગે કરી, જીવહ આણી ખોડ ॥ ૨ ॥ પંચેંદ્રી પરવશપણે, મેં જે કીધાં પાપ ॥ તે મુખે કહિયેં કેટલા,

હુઓ સંસારહ વ્યાપ ॥૩॥ જ્ઞાનદૃષ્ટિ જીવ જોઇ તું, મોહતણી મતિ મૂક ॥ વલી વલી પામીશ નહી, નરભવ આલેમ ચુક ॥૪॥ ॥ જે દીસેં પ્રહ ઉગતે, તે સંધ્યા નવિ હોય; ધણ ધન્નહ પરિવારની, મમતા મ કરો કોય ॥ ૫ ॥ નાહણુ ભોયણુ આભરણુ, જે પોસિયેં અપાર; એકે જાતે જીવડં, તે દહિ કીજેં છાર ॥ ૬ ॥ મંદિર માંહે ધન ધરણી, સીમ રહે પરિવાર; કાયા અગની પરજલેં, જીવ જાયે નિરધાર ॥ ૭ ॥ જાવજીવ ધન મેલીયો ॥ એ તુઝ આવ્યો ભાગ; સકટ એક કાઠી ભર્યાં, ખોખરી હાંડિ આગ ॥ ૮ ॥ માણુસને પામે મરણુ, શોચે સગા અપાર; આપણુપેં જાશુ સહી, ઇમ નવિ ગણે ગમાર ॥ ૯ ॥ ઈંદ્રાદિકનેં ચક્રિ ગણુ, રાય રાણા અવલોક; ગજ રથ તુરંગે પરિવર્યાં, તે પહુંતા પરલોક ॥ ૧૦ ॥ વસ્ત્રહિન તું જનમીઓ, જાઇશ તેણે રૂપ; પાપેં પિંડજ પોષિઓ; પડ્યો સંસારહ કૂપ ॥ ૧૧ ॥ માય તાય બંધવ બહિન, ભજ્જા સુત ભંડાર, માહરૂં કરતાં માનવી; ગયા સર્વે નિરધાર ॥ ૧૨ ॥ ગામ ગયો આવે વલી, હરખે મિલે સહુ કોઈ; ઇણુ પંથે પંથી હુવા, તેહને ન મિલે કોઇ ॥ ૧૩ ॥ પરભવ જાતાં જીવનેં; આડો કોઇ ન થાય; પ્રમદા ચોસઠ સહસનો, પતિ પરલોકે જાય ॥ ૧૪ ॥ ઈંદ્રાદિક સેવે સદા, જેહરેં ત્રિગડો વાસ; તેહુ જિન થિર નવિ રહ્યા, અવર જીવ કુણુ આશ ॥ ૧૫ ॥ લાખ બત્રીશ વિમાનનાં, પતિં જેહનેં સેવંત; કાજ કરે મનશું સદા, તેહું ઈંદ્ર ચવંત ॥ ૧૬ ॥ માય તાય બંધવ કવણુ, કુણુ વૈરી કુણુ મિત્ત; એ તાહરો સહુએં સગો, સાંભલ તું એક ચિત્ત

॥ ૧૭ ॥ સૂઈ અગ્રે ભુંય ચાંપીયેં, ચૌદહ રાજ પ્રમાણ; તેં સઘળી ફરસી સહી, સરિસી ચારે ખાણ ॥ ૧૮ ॥ તેં નિગોદભવ પૂરીઆ, સાત નરક કીયો વાસ; બંધન વધ્યો કર્મને, કીધો કુડ અભ્યાસ ॥ ૧૯ સાયર સલિલ થકી અધિક તેં પીધો માયથાન; બહુ પર્વત પ્રાયેં ઘણા, તે આરોગ્ય ધાન ॥ ૨૦ સમુદ્ર નદી પ્રાયેં ઘણો. જીવ તેં પાણી પીધ; ભૂરિ ભવંતર પૂરતો, તોહી તૃપત્તિ ન લીધ ॥ ૨૧ ॥ ઈમ ભમતાં સહુએ સગો, શત્રુ ન કો સંસાર; સમતાશું મન સંવરે, મૈત્રીભાવ વિચાર ॥ ૨૨ ॥ કુશ અગ્ર જલબિંદુ સમ, જલબુદ બુદ જિમ હોઈ; ઈંદ્રધનુષ ગજ કન્નપરેં, જીવિય ચપલ ઈમ જોઇ ॥ ૨૩ સુહણા સમવડ જાણિયેં, એ સઘલો સંયોગ; ધર્મ મ છંડિશ મન થકી, તેહનો લહી વિયોગ ॥ ૨૪ ॥ આપ સવારથ આવિયો, એ સહુએ તું જાણ; મોહતણે મદ મોહિયો, મ કરીશ પરતણી હાણ ॥ ૨૫ ॥ દશ દ્રષ્ટાંતેં દોહિલો તેં શ્રાવકનું કુલ લદ્ધ, શીલવ્રત સાચો વહે, પાલે સમક્તિ સુદ્ધ ॥ ૨૬ ॥ જરા ન આવે જ્યાં લગે, પંચેંદ્રિ સમરથ્થ; વ્યાધિ ન આવે દેહને, ત્યાં સાધે પરમત્થ ॥ ૨૭ ॥ ગણ્યા આઉખા દીહડા, જે ગયા તે ન વલંત; એમ જાણી આદર સહિત, ધર્મ કરે દ્દઢ ચિત્ત ॥ ૨૮ ॥ નરભવ ચિંતામણિ સમો, આલેં તું મમ હાર; જિનશાસન મન થિર કરી, જીવ જતન સંભાર ॥ ૨૯ ॥ ભોગ ભલા તે નર લહે, હરખે જે દે દાન; સમક્તિવિણું શિવપદ નહી, જેહ અનંત સુખ ઠાણ ॥ ૩૦ ॥ એ ઓગણત્રીશી ભાવના, પાર્શ્વચંદ્રસૂરિ સુવિચાર, જે મનમાંહે સમરસે, તે તો તરસ્યે સંસાર ॥ ૩૧ ॥

# ચાર શરણાં.

મુજને ચાર શરણુ હજો, અરિહંત સિદ્ધ સુસાધુજી; કેવલી ધર્મ પ્રકાશીયો, રત્ન ત્રણ અમુલખ લાધોજી. મુજને૦ ૧ ચઉગતિ તણાં દુઃખ છેદવા, સમર્થ શરણાં એહો જી; પૂર્વે મુનિવર જે હુઆ, તેણે કીધાં શરણાં તેહો જી. મુજને૦ ૨ સંસારમાંહી જીવને, સમરથ શરણાં ચારો જી; ગણી સમય-સુંદર એમ કહે, કલ્યાણ મંગળકારો જી. મુજને૦ ૩

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેક જી; મિચ્છામિ દુક્કડં દીજીએ, ધરી જિનવચને ટેક જી. લાખ૦ ૧ સાત લાખ ભૂ દગ તેઉ વાઉ, દશ ચૌદે વનના ભેદો જી; ખટ વિગલ સુર તિરિ નારકી, ચાર ચાર ચઉદ નરના ભેદો જી. લાખ૦ ૨ મુજ વૈર નહિં છે કોઈશું, સહુશું મૈત્રી ભાવજી; ગણી સમયસુંદર એમ કહે, પામીયે પુન્ય પ્રભાવો જી. લાખ૦ ૩

પાપ અઢારે જીવા પરિહરો, અરિહંત-સિદ્ધની શાખે જી; આલોવ્યાં પાપ છૂટીએ, ભગવંત એણી પેરે ભાખે જી. પાપ૦ ૧ આશ્રવ કષાય દોય બંધના, કલહ અભ્યાખ્યાન જી; રતિ અરતિ પૈશુન નિંદના, માયા મોસ મિથ્યાત્વ જી. પાપ૦ ૨ મન વચન કાયાએ જે કર્યાં, મિચ્છામિ દુક્કડં તેહો જી; ગણી સમયસુંદર એમ કહે, જૈન ધર્મનો મર્મ એહો જી. પાપ૦ ૩

ધન ધન તે દિન મુજ કદિ હોશે, હું પામીશ સંજમ સૂધો જી; પૂર્વ ઋષિ પંથે ચાલશું, ગુરૂ વચને પ્રતિબુધો જી. ધન૦ ૧ અંત પંત ભિક્ષા ગોચરી, રણવટ કાઉસ્સગ્ગ

કરશું જી; સમતા ભાવ શત્રુ મિત્રશું, સંવેગ સૂધો ધરશું જી. ધન૦ ૨ સંસારનાં સંકટ થકી, છૂટીશ જિનવચન અવધાર જી; ધન ધન સમયસુંદર તે ઘડી, તો હું પામીશ ભવનો પારો જી. ધન૦ ૩

## પદ્મમાવતી આરાધના.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે; જાણપણું જગતે ભલું ઇણ વેળા આવે ॥ ૧ ॥ તે મુજ મિચ્છામિ દુક્કડં, અરિહંતની શાખ, જે મેં જીવ વિરાધિયા, ચઉરાશી લાખ. તે મુજ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય; સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય. તે૦ ॥ ૩ ॥ દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધારણ; બી ત્રિ ચઉરિંદ્ર જીવના, બે બે લાખ વિચાર. તે૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી; ચઉદહ લાખ મનુષ્યના એ લાખ ચોરાશી. તે૦ ॥ ૫ ॥ ઇણ ભવ પરભવે સેવીયા, જે પાપ અઢાર; ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં, દુર્ગતિના દાતાર. તે૦ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ; દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ. તે૦ ॥ ૭ ॥ પરિગ્રહ મેલ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ; માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ. તે૦ ॥ ૮ ॥ કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કૂડાં કલંક; નિંદા કીધી પારકી, રતિ અરતિ નિઃશંક. તે૦ ॥ ૯ ॥ ચાડી કીધી ચોતરે, કીધો થાપણ મોસો; કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોંસો. તે૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કીયા, જીવ નાનાવિધ ઘાત; ચીડીમાર ભવે ચરકલાં; માર્યા દિન રાત. તે૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર;

જીવ અનેક ઝલ્લે કીયા, કીધાં પાપ અઘોર. તે૦ ॥૧૨॥ માછીને ભવે માછલાં, ઝાલ્યાં; જળવાસ; ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડ્યા પાશ. તે૦ ॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કીયા, આકરા કર દંડ; બંદીવાન મરાવીયા, કોરડા છડી દંડ. તે૦ ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ; છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ. તે૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કીયા, નીમાહ[2] પચાવ્યા તેલી ભવે તિલ પીલીયા, પાપે પીંડ ભરાવ્યાં. તે૦ ॥ ૧૬ ॥ [3]હાલી ભવે હળ ખેડીયાં, ફાડયાં પૃથ્વીનાં પેટ; સુડ નિદાન ઘણાં કીધાં, દીધાં બળદ ચપેટ. તે૦ ॥ ૧૭ ॥ માળીને ભવે રોપીયાં, નાનાવિધ વૃક્ષ; મૂળ પત્ર ફળ ફુલનાં, લાગ્યાં પાપ તે લક્ષ. તે૦ ॥ ૧૮ ॥ અધોવાઈયાને[4] ભવે, ભર્યા અધિક ભાર; પોઠી[5] પુઠે કીડા પડયા, દયા નાણી[6] લગાર. તે૦ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ; અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુ-વાદ અભ્યાસ. તે૦ ॥ ૨૦ ॥ શૂરપણે રણ ઝુઝતાં, માર્યાં માણસ વૃંદ; મદિરા માંસ માખણ ભખ્યાં. ખાધાં મૂળ ને કંદ. તે૦ ॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં; આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યાં. તે૦ ॥૨૨॥ કર્મ અંગાર કીયા વળી, ઘરમેં દવ દીધા; શમ ખાધા વીતરાગના, કૂડા કોલજ કીધા. તે૦ ॥ ૨૩ ॥ બીલ્લી ભવે ઉંદર લીયા, ગીરોલી હત્યારી; મૂઢ ગમાર તણે ભવે, મેં જૂ લીખ મારી. તે૦ ॥ ૨૪ ॥ [7]ભાડભુંજા તણે ભવે, એકેં-દ્રિય જીવ; જ્વારી ચણા ગહું શેકીયા, પાડંતા રીવ.[8] તે૦

૧ વિનાશ. ૨ નીંભાડા. ૩ ખેડુત. ૪ ગાડાં ભાડે ફેરવનાર. ૫ પોઠીયો–બળદ. ૬ ન આણી. ૭ ભઠ્ઠીથી ચણા વિગેરે અનાજ-શેકનાર. ૮ રાડો.

॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક; રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્દેક.[1] તે૦ ॥ ૨૬ ॥ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ; ઇષ્ટ વિયોગ પાડ્યા કીયા, રૂદન વિખવાદ. તે૦ ॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત લઇને ભાંગ્યાં; મૂળ અને ઉત્તર તણાં, મુજ દૂષણ લાગ્યાં. તે૦ ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી; હિંસક જીવ તણે ભવે. હિંસા કીધી સબળી. તે૦ ॥ ૨૯ ॥ સૂવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા; જીવાણી ધોળ્યાં ઘણા, શીળ વ્રત ભંજાવ્યાં. તે૦ ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં. કીધા દેહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂ, તીણશું પ્રતિબંધ. તે૦ ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધાં પરિગ્રહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ. તે૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ. તે૦ ॥૩૩॥ ઇણી પરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર. તે૦ ॥ ૩૪ ॥ એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ; સમયસુંદર કહે પાપથી, વળી છુટશે તેહ. તે૦ ॥ ૩૫ ॥ રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ; સમયસુંદર કહે પાપથી, છુટે તત્કાળ. તે૦ ॥ ૩૬ ॥

## કામતાનિ કહાણી.

શી કહું કથની મ્હારી હો રાજ, શી૦ કહું૦ મને કર્મે કરી મહીયારી હો રાજ, શી૦ ક૦ શિવપુર ગામમાં

---

૧ અધિક.

માધવદ્વિજની, હું કામલતાભિધ નારી; રૂપ કલાભાર યૌવન-ભાવે, ઉરવશી રંભા હારી હો રાજ. શી૦ ॥૧॥ પાલણે કેશલ પુત્ર પોઢાડી, હું ભરવા ગઈ પાણી; શિવપુર દુશ્મન રાયે ઘેરી, હું પાણીહારી લુંટાણી. હો૦ શી૦ ॥ ૨ ॥ સુભ-ટોએ નિજ રાયને સોંપી, રાયે કરી પટ્ટરાણી; સ્વર્ગનાં સુખથી પણ પતિ માધવ, વિસરી નહી ગુણખાણી. હો૦ શી૦ ॥ ૩ ॥ વર્ષ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે; ભમતો યોગી સમ ગોંખેથી, દીઠો જાતાં વાટે. હો૦ શી૦ ॥ ૪ ॥ દાસી દ્વારા દ્વિજને બોલાવી, દ્રવ્ય દઇને દુઃખ કાપ્યું; ચૌદશ નિશિ મહાકાલી મંદિર, મલશું વચન મેં આપ્યું. હો૦ શી૦ ॥ ૫ ॥ કારમી ચુંકે ચીસ પોકારી મહીપતિને મેં કીધું; એકાકી મહાકાલી જાવા તુમ દુઃખે મેં વ્રત લીધું. હો૦ શી૦ ॥ ૬ ॥ વિસરી બાધા કોપી કાલી, પેટમાં પીડ થઈ ભારી; રાય કહે એ બાધા કરશું, તત ક્ષણ ચુંક મટી મારી હો૦ શી૦ ॥ ૭ ॥ ચૌદશને દીન રાજા રાણી, એકાકી પગપાલી; મહિપતિ આગલ ને હું પાછલ પહોંચ્યા બિહું મહાકાલી, હો૦ શી૦ ॥ ૮ ॥ રાજાએ નીજ ખડ્ગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું; જબ નૃપ મંદિર માંહિ પેસે, તવ મેં તસ શિર કાપ્યું. હો શી૦ ॥ ૯ ॥ રાયને મારી પતિને જગાડું, ઢંઢોળતાં નવ જાગે; નાગ ડસ્યો પતિ મરણ લયો તવ, ઉભય ભ્રષ્ટ થઈ ભાગી હો૦ શી૦ ॥૧૦॥ નાઠી વનમાં ચોરે લુંટી; ગણીકાને ઘરે વેચી, ચાર પુરૂષથી યારી રમતાં, કર્મની વેલ મેં સીંચી. હો૦ શી૦ ॥૧૧॥ માધવ સુત કેશવ પિતુ શોધન, ભમી વેશ્યા ઘર આવે; ધન દેખી જેમ દૂધ મિંજારી, ગણીકાને મન ભાવે.

હો૦ શી૦ ॥૧૨॥ વેશ્યાએ દ્વિજ મુજને સોંપ્યો, જાણ્યું ન મેં લલચાવ્યો; ધીકધીક પુત્રથી યારી ખેલું, કર્મે નાચ નચાવ્યો. હો૦ શી૦ ॥૧૩॥ જારી રમતાં કાલ ગયો કેઇ, એક દિન કીધી મેં હાંસી; ક્યાંના વાસી ને ક્યાં જાવાના, તવ તેણે અથથી પ્રકાશી. હો૦ શી૦ ॥ ૧૪ ॥ દ્દઢ મન રાખી વાત સુણીને, ગુહ્ય મેં રાખી મારી; પુત્રને કહ્યું તમે દેશ સીધાવો, મેં દુનિયા વિસારી, હો૦ શી૦ ॥ ૧૫ ॥ પુત્ર બોલાવી કહ્યું ગણિકાને, હા હા ધિક તુજ મુજને; મહાપાતકની શુદ્ધિ માટે, અગ્નિશરણ હો મુજને. હો૦ શી૦ ॥ ૧૬ ॥ સરિતા કાંઠે ચય સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો; કર્મે નદીના પૂરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો. હો૦ શી૦ ॥૧૭॥ જલમાં તણાણી કાંઠે આવી, આહીરે જીવતી કાઢી; મુજ પાપિણીને સંઘરી ન નદીએ, આહીરે કરી ભરવાડી. હો૦ શી૦ ॥૧૮॥ તે ભરવાડી દહીં દૂધ લઇને હું, વેચવા પુરમાં પેઠી; ગજ છૂટ્યો કોલાહલ સુણીને, પાણીહારી ને હું નાઠી. હો૦ શી૦ ॥ ૧૯ ॥ પાણીહારીનું ફુટયું બેડું, ધ્રૂસકે રોવા લાગી; દહીં દુધની મટુકી મમ ફુટી, હું તો હસવા લાગી. હો૦ શી૦ ॥૨૦॥ હસવાનું કારણ તેં પૂછ્યું, વીરા મેં અથ ઇતિ કીધું; કેને રોવું ને વલી કેને જોવું, દૈવે દુ:ખ મને દીધું. હો૦ શી૦ ॥ ૨૧ ॥ મહીયારીનાં દુ:ખની કહાણી, સુણી મૂર્ચ્છા થઇ દ્વિજને; મૂર્ચ્છા વલી તવ હા હા ઉચરે, દ્વિજ કહે ધીક ધીક મુજને. હો૦ શી૦ ॥ ૨૨ ॥ માતા પુત્ર બેહું પસ્તાવો કરતા, જ્ઞાની ગુરૂને મલીયા; ગુરૂની દીક્ષા શીક્ષા પાલી, ભવના ફેરા ટલીયા. હો૦ શી૦ ॥ ૨૩ ॥ એક ભવે ભવબાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા; નાનાવિધ ભવોભવ સાકલચંદ, ખેલે કર્મ તમાસા. હો૦ શી૦ ॥ ૨૪ ॥

## ॥ શ્રી આદીનાથની વીનતિ ॥

શ્રીજિન નાયક જગ ધણીજીરે, કરૂણાના અવતાર
નાભિરાય કુલ દિનમણિ જીરે, જગત જંતુ હિતકાર ॥દીનાનાથ
સાંભલ મુજ અરદાસ ॥ ૧ ॥
તુમ આણાવિણ હું ભમ્યોજીરે, આ ભવ સાગર માંય;
દુઃખ સહ્યાં બહુ જાતિના જીરે, મુખથી કહ્યા ન જાય ॥દીના૦॥૨॥
સુક્ષમ નિગોદે હું રહ્યોજી રે, પ્રભુજી કાલ અનંત;
અનાદિથી હું તિહાં ભમ્યોજી રે, જન્મમરણને સહંત ॥દીના૦॥૩॥
એકજ શ્વાસોશ્વાસમાંજી રે. સાર્ધ સતર ભવ કીધ;
પડ્યો વ્યવહારની રાસિએજીરે, થાવરકાય પ્રસિદ્ધ ॥દીના૦ ॥૪॥
પૃથ્વી પાણી અગ્નિમાંજીરે, ને વલી પવનની માંહ;
અસંખ્યાતા ઉત્સર્પિણીજી રે, અવસરપિણીજાય ॥દીના૦ ॥૫॥
વનસ્પતિ સાધારણેજીરે, તે હવી જાય અનંત;
વર્ણન સુણતા માહરૂંજી રે, અંતર અતિ કંપત ॥દીના૦ ॥૬॥
બેઇંદ્રિ તેઈંદ્રિયમાંજીરે, ગયો ચૌરેંદિયમાંય;
નવ નવે વેશે નાચીઓજીરે, જાણો છો જિનરાય ॥દીના૦॥૭॥
જલચર થલચર ખેચરેજી, ઉરપરિ ભુજપરિ માંય;
સંકટ દુખ વેઠ્યા ઘણાજી, જીભે કહી ન શકાય ॥દીના૦ ॥૮॥
ઉગ્ર પાપ કરતાં થકાંજીરે, પડિઓ નરક મજાર;
છેદન ભેદન દુઃખ સહ્યાંજીરે, કહેતાં નાવે પાર ॥દીના૦ ॥૯॥
પરમાધામિ વશ પડ્યોજીરે બાંધી મારેરે માર;
સહેતાં દુઃસહવેદનાંજીરે, કરતો ત્યાં પોકાર ॥દીના૦ ॥૧૦॥
કર્કશ ભાષા સાંભલીજીરે, સુણતાં ભય બહુ થાય;
કરવત ભાલે વિદારીઓજીરે, શેકયો અગ્નિમાંય ॥દીના૦ ॥૧૧॥

વૈતરણી સરિતા મહિંજીરે, તાર્યો કરતો રે રીવ;
કુંભીમાંય પચાવીઓજીરે, કરગર તો આ જીવ ॥દીના૦ ॥૧૨॥

વનતરૂ છાયામાં જતાંજીરે, ત્યાં અસિ પત્ર પડંત;
ખંડ ખંડ તનુને કરેજીરે, ક્ષણુક્ષણુ ચીસ કરંત ॥દીના૦ ॥૧૩॥

ત્રપુ તપાવી તૃષિતનેજી રે, પીવરાવે તત કાલ;
ભૂખ્યાને ખવરાવતાજીરે, સ્વતનુ માંસવિકરાલ ॥દીના૦ ॥૧૪॥

યંત્રે ઘાલી પીલતાજીરે, ક્રૂર કાઢતારે તેલ;
પાટા બાંધી ફેરવેજીરે, ઘાંણીમાં જિમ બેલ ॥દીના૦ ॥૧૫॥

એમ નરક દુખ વર્ણવતાંજીરે, સુણુતાં કંપેરે કાય;
વાર વાર તે મેં સહ્યાંજીરે, શરણુ હવે તુમપાય ॥દીના૦ ॥૧૬॥

ભવન વાણુ વ્યંતરપણેજીરે, જ્યોતિષમાહે ભમંત;
વૈમાનિકમાં હું ફર્યોજીરે, વિષયે મતિવિકસંત ॥દીના૦ ॥૧૭॥

દુર્લભ માનવભવ મલ્યોજી રે, ઉતમ કુલ અવતાર; ॥
તુંમ આણુ શિર નવધરીજી રે, સેવ્યો મિથ્યાચાર ॥દીના૦॥૧૮॥

ભમતભમત ભવસાગરેજી રે, નાથ કરો હવે સાર;
અવર શરણુ દીસે નહિજી રે એક તુંમ આધાર ॥દીના૦॥૧૯॥

નિજસેવક સમજી કરીજી રે, ઉતારો ભવપાર;
મુજ દીન તણી આ વિનતિજી રે, અવધારો આવાર ॥ દીના૦ ॥૨૦॥

॥ કલશ ॥ શ્રી આદિજિનવર જગત હીતકર સાંભલો
અમવિનતિ, સંસાર તારણુ મોહવારણુ થાપજો મુજ ધર્મે મતિ;
શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ અચ્છે હર્ષચંદ્રસૂરિ થયા,
શ્રી કુશલદીપ ગુરૂચરણુ સેવક દેવચંદ્રે વિનવ્યા ॥ ૨૧ ॥

## ॥ શ્રી મહાવીર પ્રભુની વીનતિ ॥

જગ બંધન પરમેશ્વરજી રે, ત્રિશલા માત મલ્હાર;
સિદ્ધારથ કુલ ભૂષણોજી રે, સાહેબ જગદાધાર ॥ કૃપા કર
સેવકની કરો સાર ॥૧॥
હું સંસારે રળવળ્યોજી રે. જન્મ મરણ જંજાલ;
કહેતા મનડું થરથરેજી રે, જાણો જગત દયાલ ॥કૃપા૦॥૨॥
હિંસાએ પ્રેર્યો થકોજી રે, માર્યા જીવ અપાર;
લેશ ન કરૂણા ઉપનીજી રે, તું જગ જન સુખકાર ॥કૃપા૦॥૩॥
કપટ કોટિને કેળવીજી રે, મિથ્યા વયણે રે લીન;
પરધન હરતાં હું મુધાજી રે, રાચ્યો જળ જિમ મીન ॥કૃપા૦॥૪॥
પરનારીના સંગતેજી રે, રમીઓ હું દીન રાત;
વિષયરસે હુંમાચી રહ્યોજી રે, સમજો છો જગતાત ॥કૃપા૦॥૫॥
પરછિદ્રોને પેખતાંજીરે, કરતાં પાપ પ્રપંચ
વાંકી મતિ ગતિ માહરીજીરે, ડરૂં ન મનમાં રંચ ॥કૃપા૦॥ ॥૬॥
આર્ત્ત રૌદ્ર ધ્યાને કરીજીરે, બાંધ્યાં બહુલાંરે પાપ;
અનરથદંડે દંડીઓજી રે, પામું ભવ સંતાપ ॥ કૃપા૦॥ ॥૭॥
મિથ્યામોહે મોહીઓજી રે, રાચ્યો વિષય કષાય;
સમકિત રત્ન ન સાચવ્યુંજી રે, નરભવ એળેજાય ॥ કૃપા૦ ॥૮॥
ગર્ભાવાસતણાં દુઃખેજી રે, પ્રાણી બહુ મુંઝાય;
તો પણ રમણી રૂપ માંજી રે,મુઢ બની અંજાય ॥ કૃપા૦ ॥૯॥
તૃષ્ણા તરૂણીના વશેજી રે, ભમીઓ દેશવિદેશ;
ધન કારણ હુંધસમસ્યોજી રે, સુણ્યો ન ગુરૂ ઉપદેશ ॥કૃપા૦॥૧૦॥
તુમ દર્શન વિણ બહુ ભમ્યોજી રે, હું ભવજલધિ મોઝાર;
નાથ નિહાલો નેહથીજી રે, એ મોટો ઉપકાર ॥ કૃપા૦ ॥૧૧॥

અધમાધમ પણ ઓધર્યાજી રે, નોધારાના આધાર;
પ્રણુત પાલ પરમાત્માજી રે, તું ત્રિભુવન શિરદાર ॥કૃપા૦॥૧૨॥
બહુલા અવગુણ મુજમહીજીરે, તુમે તો ગુણભંડાર; જેવો
તેવો હું તાહરોજી રે, તું મુજતારણહાર ॥ કૃપા૦ ॥૧૩॥
ઈંદ્રભૂતિ અભિમાનથીજી રે, આવ્યો તાહરી પાસ;
ગણધર પદવી આપીનેજી રે, કીધો અનુપમ દાસ ॥કૃપા૦॥૧૪॥
પંચ મહાવ્રત ત્યાગીનેજી રે, માંડયો ઘરનો રે વાસ;
આર્દ્રકુમાર ઉગારીઓજી રે, તોડી મિથ્યા પાસ ॥કૃપા૦॥૧૫॥
એમ બહુ જન તારીઆજી રે, ચરણ શરણ સુખકાર;
ભવ બંધનને કાપવાજી રે, આણુ તીવ્ર કુઠાર ॥કૃપા૦॥૧૬॥
જલધર વસુધા વરસંતાંજી રે, ગણે ન ઠામ કુઠામ;
શરણાગત વત્સલ તુમેજી રે, પુરો વંછિત કામ ॥કૃપા૦॥૧૭॥
તુમ સેવક મુજ સમ ઘણાંજી રે; તું મુંજ એકજ નાથ,
ધ્યાન તુમારૂં હું ધરૂંજી રે, વંદું જોડી હાથ ॥ કૃપા૦॥૧૮॥
મુજ અવગુણ મત પેખજોજી રે, તુમ ગિરૂઆ ભગવંત;
ત્રિશલાનંદન જગધણીજી રે, ભયભંજન અરિહંત ॥કૃપા૦॥૧૯॥
નિજબિરૂદ સંભારીનેજી રે, શાસનના શિરદાર,
સ્વીકારો મુજ વિનતિજી રે, કરીએ ભવજલ પાર ॥કૃપા૦॥૨૦॥
॥ કલશ ॥ ઇમ ભીડભંજન ત્રિજગરંજન શ્રી વીર જિનવર
સંસ્તવ્યા, અતિ ભકિત રંગે ભાવ અભંગે મનોવંછિત સવિફલ્યા,
શ્રી પાર્શ્વચંદ્રસૂરિ પરંપર શ્રી કુશલચંદ્ર ગચ્છપતિ,
તસ ચરણ પસાય કહે ઉત્સાહે દીપદેવ જિન વીનતિ. ॥૨૧॥

## ॥ શ્રી ગર્વની સઝાય ॥

ગરવ મ કરશોરે ગાત્રનું, આખર એહ અસારરે;
રાખ્યો કોઈનોરે નવિ રહે, કર્મ કરે કીરતાર રે ॥ ગર્વ ॥૧॥

સડણ પડણ વિધ્વંસણ, જેહવો માટીનો ભંડરે;
ક્ષિણમાં વાગેરે ખોખરો, તેકિમ રહેશે અખંડરે ॥ગર્વ॥૨॥
મો ને પુછી પુછી જીમતો, પાન ચુટી ચુટી બીટરે;
તે નર બંધાણા જાલમાં, કાગડા ચરકે છે વિઠરે ॥ગર્વ૦॥૩॥
મો મરડે મોજો કરે, કામનીશું કરતો કલોલરે;
તે નર પડયારે કષ્ટમાં, મોહ માયા ને છોડરે ॥ગર્વ૦॥૪॥
ચિહુંદિશ ખેલતો હેજમાં, નરનારી લાખ કોડરે;
તે જઇ સુતા સમશાનમાં, સઘળી માયાને છોડરે ॥ગર્વ૦॥૫॥
ક્રોડ ઉપાય જો કીજીએ, તો પણ નવિ તે રખાય રે;
સજ્જન મેળાવેરે તેહનો, કીધો અગ્નિ સું દાહરે ॥ ગર્વ ॥ ૬॥
જરા કુમર જંગલ વસે, વનમાં ખેલે શિકાર રે;
હરિપગ પદ્મને પેખીને, મૃગની ભ્રાંતિ તેણીવાર રે ॥ગર્વ॥૭॥
કૃષ્ણ સરીખોરે રાજવી, બલભદ્ર સરીખો છે ભાઈ રે;
જંગલમાં જઈ તે જુઓ, તાકી નાખ્યો છે તીર રે ॥ગર્વ॥૮॥
સહસ બત્રીશ અંતેઉરી, ગોપી સોળ હજાર રે;
તરસેં તરફડે ત્રીકમો, નહી કોઈ પાણી પાનાર રે. ॥ગર્વ॥૯॥
કોટીસિલા ઉંચી કરી, ગીરધારી ધરાવતો નામ રે;
બેઠો નથવાણો તે થકી, જુઓ જુઓ કર્મના કામ રે ॥ગર્વ॥૧૦॥
જણતાં કોઈ નવિ જાણીઓ, મરતાં ન નહિ કોઈ રોનાર રે;
મહાઅટવીમાં એકલો, પડિઓ પાડે પોકાર રે ॥ગર્વ॥૧૧॥
ગજ ઉપરે બેસીને ગાજતો, દેતો નગારાની ઠોરરે;
વાસુદેવ વનમાં રે એકલો, જાણીએ વનકેરો રોજરે ॥ગર્વ૦॥૧૨॥
છબીલો છત્ર ધરાવતો, ફિરાવતો ચિહુંદીશે ફોજ રે;
હોહુર હોલા તીહાં ધુધવે, સાવજ કરે છે સોર રે ॥ગર્વ૦॥૧૩॥

તીર નાંખ્યો ત્યાં તાણીને, પગતલે બળ ભાર રે;
પગ ભેદી તીર નીસર્યો, જઇ પડિયું તે દૂર રે ।।ગર્વ૦।।૧૪।।

આપ બળે ઉઠી કહે, હું છું કૃષ્ણ નરેશરે;
કિણુ મુજ બાણેરે વીધીઉં, એવો કોણ પાપીષ્ટરે ।।ગર્વ૦।।૧૫।।
શબ્દ કૃષ્ણનોરે સાંભળી, વિલખાણો જરાકુમાર રે;
હું છું વસુદેવ બેટડો, રહું છું વન મુઝારરે ।। ગર્વ૦ ।।૧૬।।

કૃષ્ણ રક્ષણના કારણે, વર્ષ ગયા મુજ બારરે;
પણ નવી દીઠોરે માનવી, આજલગે નિરધાર રે ।।ગર્વ।।૧૭।।
દુષ્ટ કર્મના ઉદયે કરી, ઈહાતમે આવ્યા વળી આજ રે;
મુજને હત્યારે આપવા, વલી લગાડવા લાજરે ।।ગર્વ।।૧૮।।

કૃષ્ણ કહે આવો બંધવા, જેણે કાજ સેવ્યો છે વન રે;
તે કૃષ્ણને તેં મારીઓ, ન મટે શ્રીનેમના વચનરે ।।ગર્વ।।૧૯।।
આંખે આસુડાં નાખતો, આવ્યો કૃષ્ણને પાસ રે;

તબ મોરારી એમ બોલીઆ, લેઇ અંકુશ ઉલાસરોગર્વ૦।।૨૦।।
એ નીશાની પાંડવને આપજે, ઈહાથી ભાગી જા દુર રે;
બલભદ્ર આવશે તો મારશે, ઉપજશે બહુ ઉદ્વેગરે ।।ગર્વ૦।।૨૧।।

આ સમય કેમ જાઉં વેગલો, જો તમે મોકલો મોરારી રે;
ફરીફરી મોંસામો જોવતો, આંખે આંસુ જલધાર રે ।।વર્ગ।।૨૨।।

દુષ્ટ કર્મના ઉદયે કરી, એ થઈ વીસમી ઢાલ રે;
ઉદય રતન કહે એહની, આગલ વાત રસાલ રે ।।ગર્વ૦।।૨૩।।

## શ્રીગૌતમાષ્ટકમ્ (ઉપજાતિછંદ)

શ્રીઇંદ્રભૂતિં વસુભૂતિ પુત્રં, પૃથ્વીભવં ગૌતમગોત્રરત્નમ્;
સ્તુવંતિ દેવા સુરમાનવેંદ્રા, સ ગૌતમો યચ્છતુ વાંછિતંમે ।।૧।।

શ્રીવર્દ્ધમાનાત્ ત્રિપદીમવાપ્ય, મુહુર્ત માત્રેણ કૃતાનિ યેન;
અંગાનિ પૂર્વાણિ ચતુર્દશાપિ, સ ગૌતમોયચ્છતુ વાંછિતં મે ॥૨॥
શ્રીવીરનાથેન પુરા પ્રણીતં, મંત્રં મહાનંદ સુખાય યસ્ય;
ધ્યાયંત્યમી સૂરિવરાઃ સમગ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે ॥૩॥
યસ્યાભિધાનં મુનયોપિ સર્વે, ગૃહ્નન્તિ ભિક્ષાભ્રમણસ્ય કાલે;
મિષ્ટાન્નપાનાંબર પૂર્ણકામા, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે ॥૪॥
અષ્ટાપદાદ્રૌ ગગને સ્વશક્ત્યા, યયૌ જિનાનાં પદ વંદનાય,
નિશમ્ય તીર્થાતિશયં સુરેભ્યઃ, સ ગૌતમો યચ્છતુવાંછિતં મે ॥૫॥
ત્રિપંચ સંખ્યા શત તાપસાનાં, તપઃ કૃશાનામ પુનર્ભવાય;
અક્ષીણલબ્ધી પરમાન્નદાતા, સ ગૌતમોયચ્છતું વાંછિતં મે ॥૬॥
સદક્ષિણં ભોજનમેવદેયં, સાધર્મિકં સંઘ સપર્ય યેતિ;
કૈવલ્ય વસ્ત્રં પ્રદદૌ મુનીનાં, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે ॥૭॥
શિવં ગતે ભર્તરિ વીરનાથે, યુગપ્રધાનત્વમિહૈવ મત્વા,
પટ્ટાભિષેકો વિદધે સુરેંદ્રૈઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે ॥૮॥
શ્રીગૌતમસ્યાષ્ટકમાદરેણ, પ્રબોધકાલે મુનિ પુંગવા યે;
પઠંતિતે સૂરિપદં ચ દેવા, નન્દં લભંતે સુતરાંક્રમેણ ॥૯॥

## શ્રી શત્રુંજયનો રાસ રાગ-ગોડી

ભલીભાવના વિમલગિરિ ભેટવાની, વસીચિત્ત કસવ ટજિમ હેમવાની; તિણે ઉલટે તીરથ રાય ગાઉં, મહાઘોર સંસારનો તીર પાઉં ॥૧॥ લહેલિહ તન રૂઅડી તેજ જીહ; થુણે તેહના ગુણગણુંઘનસુદીહ; વહેપાય તસુપંથીતેધન્યજાણું, કરે અંજલી જેયકર તે વખાણુ ॥૨॥ જિણે જોઇયે રંગી તે ધન્ય નેત્ર, હિયોતે જિણે સમરિઓસિદ્ધક્ષેત્ર; હરેભાવિભયભૂરિભવભ્રમણકેરો, ઇણે-

જાંમલી નહીયતીરથ અનેરો ॥૩॥ જિમધ્યાનમાંહે ભલું શુભ ધ્યાન, મણિમાંહે ચિંતામણી જેમ પ્રધાન; જિમગિરિવરે મેરૂ તરૂવરમંદાર, તિમ તીરથ માંહિ શત્રુંજય સાર ॥૪॥ વળીજંબુદીપે નદીમાંહિસીતા, સતીશીલગુણનારીગણ ગણીયસીતા; જિનધર્મ-કરૂણાનરેજિમઉદાર, તિમતીર્થમાંહિશેત્રુંજ સાર ॥૫॥ જિમ વંશમાંહિ વડોજૈનવંશ, વિહંગમાંજિમ રૂડો રાજહંસ; જિમ મંત્ર નવકાર મહિમા અપાર, તિમતીર્થમાંહિ શેત્રુંજે સાર ॥૬॥ અછેકમળ વન પરિ મળે જલ ઘણેરા, નહી મનવિના માનસહંસ કેરા જગે ભવિયણ ચિત આનંદકાર; તિમતીર્થ માહિસેત્રુંજે સાર ॥૭॥ ઢાલ ॥ પૃથ્વી મંડણ તીર્થ ઘણાએ, છે જણ જણ મણ ઈઠ્ઠતો; શત્રુંજય શમવડ અવરમે, કોઇ ન તીરથદીઠતો ॥૮॥ ગાવો ગાવો આપણોએ, એમનમાણો ભ્રાતતો; જેહ છે ગુણનાં ઉચારખીએ; તે પરખી ગુણલિંત તો ॥ ગાવો૦ ॥ ૯॥ જિણ દીઠે ગુણવંતનાએ, ગુણ સમરીએ અનેક તો; લેખ તણે અહિનાણ તિહાં, મન આણીયે વીવેક તો ॥ગાવો૦॥૧૦॥ સાધારણ ભાવે ભણ્યોએ, પગ પગ સિદ્ધ અનંત તો; શત્રુંજય જેમ સવિશેષ તિહાં, નહુ લાભે ગુણવંત તો ॥ગાવો૦॥૧૧॥ નિરતો જ્ઞાન ન ઉપજેએ, જ્યાંલગે નર છદમસ્થ તો; ત્યાં મન આલંબન ક્રિયાએ, અક્ષર પ્રતિમા તિત્થતો ॥ગાવો૦॥૧૨॥ લહીજિન શાસન જેહનોએ, એ ઉપર નવિ રાગતો; તે મિથ્યાતિ જાણીએ એ, કે કેવલી વૈરાગ્યતો ॥ગાવો૦ ॥૧૩॥ જે પણ રાગ ભલો નથીએ, થાય તો જિનમત થાઉ તો; સિદ્ધરાગ મન સાંભરે એ,વલીવલી તીર્થ રાઉ તો ॥ગાવો૦॥૧૪॥

ઢાલ ॥ શત્રુંજય ગિરિગિરિ અવર સમાણો,એહવી મતિનો

ભાવમઆણો; જાણેહિએ વિચારી સોવન પીતલ રજત કથીર, કાચ રતન એ પૃથ્વી શરીર, ધીર ભીરૂ નર નારી ॥ ૧૫ ॥ અંબાનિંબ તરૂવરની જાત, કાલ શિશેચ દીવસને રાત, જાતિ કનક જે ફૂલ; દૂધ નામ ગોઅક્ક સરીખો, એ સહુ એ સમવડ જઈ દેખો, લેખો ગિરિ ગિરિ તુલ્ય ॥૧૬॥ ઈસ્યુ જાણી ગણિ શત્રુંજય તીર્થ, ઈણગિરિ આવી સિદ્ધા સમર્થ, અર્થ સિદ્ધિ જે પામી, સિદ્ધતણે ગુણ રાગે રમીએ, માણસનો ભવ એલે ન ગમીએ, નમિએં તે સીરનામી ॥૧૭॥ છંડીરાજ રિદ્ધિની મમતા, ઇંદ્રીયને દમી આદરી સમતા, કરતા વિધિએ વિહાર, નેમ જિનેશ્વર સાભલી, સિદ્ધ ગતિ, ચિંતવી ધિક્ધિક્ કર્મતણી ગતિ, નિદિઅ અથીર સંસાર ॥૧૮॥ ધરિ વૈરાગ રાગ મતિ પરિહરી; પાંચ પાંડવ ચડ્યા વિમલગિરિ, શિવ-પુરી પામ્યા રાજ; ઈણગિરિ સહસ સાધુ પરિવરિઓ, થાવચ્ચો ગુણ માણિક ભરીઓ, તરીઓ સારી કાજ ॥૧૯॥ સહસ સહિત ઇહ શુક પરિવ્રાજક, તેહતણાં ગુણ જાણે સહુ જગ, મગમગ તે જસ લીધો, પૂર પ્રમાદે પાપહ ચિલગ, વિનય ક્ષમા દેખી ઋષિ સેલગ, પંથકગુણે પ્રતિબુધો ॥૨૦॥ પંચ સયાસ્યું શત્રુંજે આવ્યો, કર્મતણો મળદૂર ખપવ્યો, પામ્યો શિવ-પુર ઠાણ; છઠે અંગે ઇણિપરે ભણિયે, ભાવે તેહ તણાં ગુણ શુણિએ, ગણિય જનમ પ્રમાણ ॥૨૧॥ ઢાલ ॥ ધન ધન ધારણી નામ એ માય, પુત્ર રત્ન જેણે ઉદ્ધર્યા એ; અંધક વિષ્ણુ ધન યાદવરાય; જેહનો તાત તે જે ભર્યો એ; ગૌતમ ઉત્તમ પુરૂષ પ્રધાન, આઠ રમણી તજી વ્રત ધર્યોએ; પામીય કેવલજ્ઞાન નિર્વાણ, શેત્રુંજે દરિશણ સાંભર્યો એ ॥ ૨૨ ॥ નવય સહોદર તાસુ ઉદાર, અથીર સંસાર મન સંભરીએ;

આદરે આદરી સંયમ ભાર. રિદ્ધિ રમણી સર્વ પરિહરીએ, સમ દમ ન ધરે આલસ અંગ; સમુદ્ર પ્રમુખ આગમ ભર્યાએ, કરીઅ સંલેખણ શત્રુંજેસૃંગ, રંગે મુક્તિ નારી વર્યા એ ॥૨૩॥ સુલસા નંદન નાગ આનંદન, કુમર અણિઅસ જસનિલો એ; દંસણે શીતલ નયણુ જેમ ચંદન, દોષ નિકંદન કુલ તિલો એ;એક દિન પરણીઅ નારી બત્રીસ,કોડીબત્રીસ સોવન મિલ્યો એ; ઇણિપરે પુરીય સર્જન જગીશ, દીશે દોગુંદક સુર તિલો એ ॥૨૪॥ છંડી ગૃહવાસ ધરી ધર્મ અભ્યાસ, સાસ વેસાસ ન આવીઓ એ તતક્ષણ તોડીય મોહ દઢ પાસ, માસ સંલેખણા ભાવિઓ એ; શીખર શેત્રુંજતણો કરી ય નિશ્રેણિ, નિશ્રેણીવેગે ચડયાં એ; ગિરૂઓ ગિરવર કારણ તેણ,વીસરે તે કિમચિત અડયો એ ॥૨૫॥ ઢાલ ॥અજીત સેનાદિક જાસ જગીસ,કોડી રમણી બત્રીસ બત્રીસ; સહોદર તાસુ પંચયવ્રત ધરી, શેત્રુંજે ચડી પહુંતા શીવપુરી ॥૨૬॥ વસુદેવ નંદન સારણ કુંવર, દારૂક બીજો રૂપે અમર કોડી પંચાસ રમણી પંચાસ, છંડી રિદ્ધિ મંડયો શિવવાસ ॥૨૭॥ દુમુહ સુમુહ કુમર કુમાર, એ ત્રણે બલદેવ મલાર; સાંભલી ધર્મ કથા પ્રતિબુદ્ધ,વિમલગિરિ શિખરે થયા સિદ્ધ॥૨૮॥ સાંબ પ્રદ્યુમ્નને જાલી મયાલી, પ્રમુખ કુંવર દસ કુલ ઉજાલી; એક એક ધન કોડી પચાસ, ભોગવી રમણી પચાસ વિલાસ ॥૨૯ એ બોલ્યા છે અષ્ટમ .અંગ, સયલ સંગી છંડી મન રંગ; શત્રુંજાગિરિ સંથારોકરી, સિદ્ધિ પહુંતા ભવસાયર તરી ॥૩૦॥ એણીપરે શત્રુંજે સિદ્ધા અનંત, તેહતણો કુણ પામે અંત; જ્ઞાન હીન હું છું છદમસ્થ, પણ જાણુ એ મોટો તીર્થ ॥૩૧॥ ઇસિપરે શિખર સમેત ગિરિંદ, જ્યાં સિદ્ધા શ્રી વીશજિણંદ; અષ્ટાપદ ગિરિઓ ગિરનાર, ગિરિવર વિપુલ અને વૈભાર ॥૩૨॥

જિનવર સાધુ મુક્તિનો ઠામ, દીઠે નિર્મલ મન પરણામ;
આણી હિયડે તેહનું નામ, ત્રિકરણ શુદ્ધે કરૂં પ્રણામ ॥૩૩॥

**દુહા**:—અતિશય વિણું નવિ જાણીએ, સિદ્ધતણો એ ઠાણ;
રાગ તિહો પ્રતિમા ઠવી, ભક્તિતણો અહી નાણ ॥૩૪॥

કર્મયોગ શત્રુંજો ચડું, ગણુ સફલ અવતાર;
દર્શન દેખી વીનવું, વલી વલી નાભી મલ્હાર ॥૩૫॥

રિસહ જિણેસર જગતિલો, જયો જયો જગદીશ;
દ્યો દરિશણ કરૂણા કરી, પુરો મનહ જગીશ ॥૩૬॥

**ઢાલ**—સ્વામી તુંમ દરિશણ વિનાતો ભમરલી,
ભવભવ ભમ્યો અનંત તો;
વેરી વિષય કષાય વસે તો ભમરલી, ચહુગતિ દુઃખ સહંત તો;
દશ દ્રષ્ટાંતે દોહિલો તો ભમરલી, લાધ્યો નરભવ સાર તો;
આર્યદેશમાં મુજ હુઓતો ભમરલી,ઉત્તમ કુલ અવતાર તો ॥૩૭॥
સદ્ગુરૂ દેશના સાંભલી તો ભમરલી, જાણ્યો જિન વર ધર્મ તો;
પુરોપાલી નવી શકું તો ભમરલી, પોતે બહુલા કર્મ તો; કર્મહ
ગંજણ જાણી એ તો ભમરલી, ભવભંજણ જગનાથ તો; હું તુંમ
શરણે આવીઓ તો ભમરલી, સ્વામી ગ્રહો મુજ હાથ તો ॥૩૮॥
તુમ પસાય પામીઓ તો ભમરલી, દુસ્તર ભવ દુઃખ પાર તો;
જો પ્રભુ તુમે ઉવેખશો તો ભમરલી, તો કુણ કરશે સાર તો;
હું પ્રભુ સેવક તુમ તણો તો ભમરલી, ઓલગ કરૂ પ્રસાદ તો;
જાણુ તે તુમ મન ધરૂં તો ભમરલી, જન હુ કરૂં પ્રસાદ તો ॥૩૯॥
સરવર તરૂવર નહુ કરે તો ભમરલી, જલ ફલ તણા આહાર તો;
ગિરૂવા ગુણ સંચે ઘણા તો ભમરલી, કારણ પર ઉપગાર તો;
જિમ જગ જલધર વરસંત તો ભમરલી, સમવિસમ ન ગણેય તો;

એ ગુણ તુમને જોઇયે તો ભમરલી, ગિરૂવા કરે સુંહોય તો ॥૪૦॥
પુરો સંયમ ન હું પળે તો ભમરલી, દુક્કર તપ ન કરાય તો;
તહતી કરી તુમ ભાખીએ તો ભમરલી, સદહિયે મનમાંય તો;
અવર કિંપિનહુ માગીયે તો ભમરલી, રાજ રમણી ભંડાર તો;
પ્રભુએક સેવા તાહરી તો ભમરલી, હો જો ભવ ભવ સાર તો ॥૪૧॥
કાવ્યં ॥ પુંડરિકગિરિ મંડનરાયા, કરે સેવ સુરનર વર રાયા;
શ્રી પાર્શ્વચંદ્ર સૂરિ ચરણે લાગે, બોધીલાભ જિન મારગ માગે ॥૪૨॥

## શ્રી જ્ઞાન પંચમીનું પંચઢાલિયું

**ઢાળ પહેલી**—( ઇણ પુર કંબલ કોય ન લેસી–એ દેશી )

પ્રણમી પાસ જિનેશના, ચરણ કમલ સુખદાઈ રે; પંચમી તપ મહિમા ભલો, કહિસ્યું તેહ બનાઈ રે. ભવિ પંચમી તપ આદરો. ॥ ૧ ॥ ઇમ નેમીસર શ્રી મુખે, કહે પંચમી તુમ્હે કરજો રે; ગુણમંજરી વરદત્ત જ્યું, આરાધક ફલ વરજો રે, ભવિ૦ ॥ ૨ ॥ જંબુદ્વીપે ભરતમાં, નયર પદ્મપુર ખાસ રે; અજિતસેન રાજા તિહાં, રાણી યશોમતી તાસ રે. ભવિ૦ ॥ ૩ ॥ વરદત્ત કુંવર તેહનો, કોઢી જેહની દેહો રે; નાણ વિરાધન કર્મ જો, તેહ તણો ફળ એહો રે. ભવિ૦ ॥ ૪ ॥ સિંહદાસ મહા ધની, તેણે નયરે વ્યવહારી રે; કપૂરતિલકા તસસુંદરી, રૂપેરંભાહારીરે ॥ ભવિ૦ ॥ ૫ ॥ તસ બેટી ગુણમંજરી, રોગિણી સા અસરાલા રે; મુંગી પણ વચને ખરી, એહવી છે તે બાલા રે. ભવિ૦ ॥ ૬ ॥ શ્રી વિજયસેન સૂરીસરૂ, ચઉનાણી તિહાં આવ્યા રે; રાય શેઠાદિ વંદવા ગયા, દેશના સુણી સુખ પાવ્યારે ॥ ભવિ૦ ॥ ૭ ॥ સિંહદાસ પૂછે ગુરૂ પ્રતે, ભાખો ભગવન એક રે; મુજ પુત્રી

છે રોગિણી, મૂંગી તે વલી છેક રે. ભવિ૦ ॥ ૮ ॥ તેહથી કોઈ પરણે નહિ, એ કહો એ શ્યાં કર્મ રે; ગુરૂ કહે તુમ્હે સાંભલો, પૂર્વ ભવનાં મર્મ રે. ભવિ૦ ॥ ૯ ॥

ઢાળ બીજી—( મોહ્યો મુજ મન તુમ ગુણે--એ દેશી )

ખેટકપુર શાહ જિનદેવ, સુંદરી છે તસુ ઘરણી રે; બેટા પાંચ અછે વલી તેહને, પુત્રી ચાર છે કરણી રે; હવે પૂરવ ભવ સાંભલજો તુમ્હે. ॥ ૧ ॥ ભણવા મૂકયા પાંચે સુતને, અધ્યાપકને પાસે રે; ચપલાઈમાં દિન તે ખોવે, ખ્યાલ વિનોદ તમાસે રે. હવે૦ ॥ ૨ ॥ રીસ કરી પંડિત શીખાડે, તે નવિ શીખે કોઈ રે; છુટી પામી માતા પાસે, આવી કહે તે રોઈ રે. હવે૦ ॥ ૩ ॥ માતા અધ્યાપક ઘણું અમ મારે, તે કહો કેમ ખમાય રે; ભણવા ગુણવાની અમ વાતો, તેમને નાવે દાય રે. હવે૦ ॥ ૪ ॥ માત કહે તવ સુતને ગમતું, ભણીયે શું થાએ ભાઈ રે; ભણિયાથી મૂરખને બહુ સુખ, જાશો મ ભણવા ભાઇ રે. હવે૦ ॥ ૫ ॥ ભણીયેં મરવું અભણીયે મરવું, બેહુનિ ગતિ સરખી રે; ઈમ જાણીને ૨ ગલું તોડો, બેશી રહો ઘરે હરખી રે. હવે૦ ॥ ૬ ॥ તેડણ આવે પંડિત જબ તુમે, ધાઓ પથ્થર ઝાલી રે; શીખ દેઈ ઇસી પાટી પોથી, લેઈ અગ્નિમેં ઘાલી રે. હવે૦ ॥ ૭ ॥ સાંભલી શેઠ ઘણું તે ખીજ્યો, ભદ્રે એ શ્યું કીધું રે; પુત્ર અમારા મૂરખ રાખ્યા, એ કાંઇ કામ ન સીધું રે. હવે૦ ॥ ૮ ॥ મૂરખને કોઈ પુત્રી ન દેશે, નવિ કોઇ બેસાડશે પાસે રે; ધીરપશે નહિ એહ પુત્રોને, વલી જિહાં તિહાં હાંસી થાશે રે. હવે૦ ॥ ૯ ॥ એહ વચન સુણી નારી બોલી, વાંકું

જિનદેવ સાથે રે; ક્રોધ કરી તવ શેઠે નાખ્યો, પાષાણુ તેહને માથે રે. હવે૦ ॥ ૧૦ ॥ મરણ લહિ સા થઇ તુજ પુત્રી, રોગિણી મૂંગી બાલા રે; પૂરવ કૃત જે નાણ વિરાધન, તેહના ફલ સુવિશાલા રે. હવે૦ ॥ ૧૧ ॥

**ઢાળ ત્રીજી**—( થારા મહિલ પર મેહ ઝબૂકે વીજળી—એ દેશી )

જિન પૂરવભવ વાત સુણી ગુણમંજરી હો લાલ, સુણી૦ જાતિ સ્મરણ લહ્યું તામ ગુરૂને વચણે કરી હો લાલ, ગુરૂ૦ કરે પ્રશંસા લોક ગુરૂના જ્ઞાનની હો લાલ, ગુરૂ૦ તવ શેઠ પૂછે વાત રોગ સમાધાનની હો લાલ. રોગ૦ ॥ ૧ ॥ ગુરૂ કહે સાંભલો એહ તેણી વિધિ જે કહું હો લાલ, એહ૦ જે કહી શાસ્ત્ર મઝાર વલી જે હું લહું હો લાલ, વલી૦ કાર્તિક શુદિ જે પંચમી પુસ્તક પુર ધરી હો લાલ, પુસ્તક૦ દીવો પંચ દીવટ તણો સ્વસ્તિક વળી કરી હો લાલ. સ્વસ્તિક૦ ॥ ૨ ॥ નમો નાંણુસ્સ એ ગણણું ગણો ઉપવાસશું હો લાલ૦ ગણો૦ પડિકમણાં બે ટંક કરો ઉલ્હાસશું હો લાલ; કરો૦ દેવવંદન ત્રણ વારના વંદો ભવિ ભાવશું હો લાલ, વંદો૦ પંચ વરસ પંચ માસ કીજે ચોખ્ખા ભાવશું હો લાલ. કીજે૦ ॥૩॥ જો નહિ થાયે એમ તો વરસ દિવસ તણી હો લાલ, વરસ૦ કાર્તિક સુદિ પંચમી કરો ભવિયણ હિતભણી હો લાલ, ભવિ૦ જેહથી નાસે રોગ સર્વ વાંછિત મિલે હો લાલ; સર્વ૦ દુઃખ દોહગ જાયે દૂર અરતિ અલગી ટલે હો લાલ. અર૦ ॥ ૪ ॥ હવે ઉજમણું પારણે વિધિશું બનાઇને હો લાલ, વિધિ૦ પોથી આગે સઉ વાનાં પંચ પંચ ઠ ઇરે હો લાલ; પંચ૦ પાઠાં ઠવની પુંજણી નવકારવાલિકા હો લાલ, નવ૦

પ્રતિલેખણ ડાબી ડાબલા કાંબી માલિકા હો લાલ. કાંબી૦ ॥ ૫ ॥ પાટી કવલી ધાન્ય ફલાદિક ઢોઇએ હો લાલ, ફલા૦ કીજે જ્ઞાનની ભગતિ જુગતે પાપ ખોઈયે હો લાલ; જુગ૦ શક્તિ યથોચિત દ્રવ્ય તુમ્હે તિહાં ખરચ કરો હો લાલ, તિહાં૦ તેહ સુકૃત કૃત પુન્ય કરિ કોશહ ભરો હો લાલ. કરી૦ ॥ ૬ ॥ ઉજમણું એમ કીજે ભવિ ભલા ભાવશું હો લાલ, ભવિ૦ ગુરૂવાણી સુણી પંચમી કીધી ખાંતશું હો લાલ; કીધી૦ ગુણમંજરીના રોગ ગયા દૂરે વહી હો લાલ, ગયા૦ મૂંગીપણું થયું દૂર સુજસ વાધ્યો સહી હો લાલ. સુજ૦ ॥૭॥

**ઢાળ ચોથી** (શ્રી જિન આણ આરાધીએ—દેશી.)

રાજા પૂછે રે વંદી સાધુને, વરદત્ત કુંવરને અંગે રે; કોઢ રોગ કિમ એહને ઉપનો, તે કારણ કહો રંગે રે. ધન ધન સાધુ તુમ્હચા જ્ઞાનને ॥ ૧ ॥ ગુરૂ કહે જંબુદ્વીપના ભરતમાં, નયર શ્રીપુર નામ ખાસ રે; વસુનામા વ્યવહારી તિહાં વસે, દોય પુત્રો છે તાસ રે, ધન૦ ॥ ૨ ॥ વસુસાર અને વસુદેવજી, બે બંધવ એક વાર રે; વનક્રીડાએ ગયા તિહાં ગુરૂ કને, દીક્ષા ગ્રહી સુવિચાર રે. ધન૦ ॥ ૩ ॥ બે ભાઈમાં રે લઘુ પંડિત થયો, ગુરૂ સોંપ્યો તસ પાટ રે; પંચસયા અણગારને વાચના, તે આપે ગહગાટ રે. ધન૦ ॥ ૪ ॥ સૂતા સૂરિ સંથારે એકદા, પદ પૂછણ મુનિ એક રે; આચારજને પાસે આવીયો, સૂરિ કહ્યો સુવિવેક રે. ધન૦ ॥ ૫ ॥ તે મુનિ પૂછી વલીયો જેટલે, તેટલે બીજો સાધુ રે; ઈમ બહુ મુનિવર પદને પૂછવા, આવે જાવે અબાધ રે. ધન૦ ॥ ૬ ॥ આચારજને ઉંઘ તણો ઘણો, ઘાત થયો તિણ વેલા રે;

સૂરિ તદા મનમાં ઈમ ચિંતવે, એ શ્યા કર્મના મેલા રે. ધન૦ ॥ ૭ ॥ જો મેં એટલા રે શાસ્ત્ર ભણ્યા અછે, તો મુઝ પુછણ આવે રે; પદ ન કહું હવે મૂલગું ભૂલવું, જ્ઞાનશું ક્રોધ ઉપાવેરે ॥ ધન૦ ॥૮॥ એમ વિચારીને મૌન ગ્રહી રહ્યા, બાર દિવસ તિહાં જાણી રે; રૌદ્ર ધ્યાન વશે મરણ લહી કરી, એ તુજ સુત તે પ્રાણી રે. ધન૦ ॥ ૯ ॥ વાણી સાંભલી વરદત્ત કુંવરને, જાતિ સ્મરણ લહ્યું તામ રે; કોઢ રોગ એ દૂરે કિમ ટલે, તે મુજ ભાખો સ્વામ રે. ધન૦ ॥ ૧૦ ॥ સદ્‌ગુરૂ ભાખે પંચમી તપ કરો, જ્ઞાન આરાધો ભાવે રે; વચણ સુણીને તેણે તિમ કર્યું, દૂરે રોગ ગમાવે રે. ધન૦ ॥ ૧૧ ॥ રાજપાટની રે લીલા ભોગવી, પછી સંજમ લીધું રે, ગુણમંજરી પરણી જિનચંદ્રને, તેણીયે પછે તેમ કીધું રે. ધન૦ ॥ ૧૨ ॥ ચારિત્ર પાલી રે તે બે જણા, પોહતા વિજય વિમાને રે; તિહાં સુરનું આઉખું ભોગવી, જંબુ વિદેહ પ્રધાને રે. ધન૦ ॥ ૧૩ ॥ તિહાં માનવ અવતાર ગ્રહી કરી, ભોગવી રાજ્ય ઉદાર રે; અંતે ચારિત્ર કેવલ લહિ કરી, પામ્યા ભવનો પાર રે. ધન૦ ॥ ૧૪ ॥

ઢાળ પાંચમી ( શેત્રુંજા કેરી વાતડી એ દેશી. )—

જગજીવન નેમીસરે, એહ કહ્યો ઉપદેશ હો ભવિયાં, પરખદા બારે આગલે, છંડી મનનો કલેશ હો ભવિ. ॥૧॥ પંચમીનો તુમે તપ કરો, ધારો જ્ઞાનનું ધ્યાન હો ભવિ; દુઃખ દારિદ્ર દૂરે દહો, લહો જિહાં તિહાં સનમાન હો ભવિ. ॥પંચમી૦ ॥૨॥ એમ સુણી ભલે ભાવિયાં, પંચમી તપને તૈયાર હો ભવિ; કરવા અતિ ઉતાવળા, જ્ઞાન સેવણ હુશિયાર

રહો ભવિ. પંચમી૦ ॥ ૩ ॥ કાર્તિક શુદિ જે પંચમી, સૌભાગ્ય પંચમી કહાય હો ભવિ; યશ વાધે એહથી ઘણો, વંછિત કારજ થાય હો ભવિ. પંચમી૦ ॥ ૪ ॥ એહથી સંપત્તિ પામીયે, દુઃખ જાયે દહવટ્ટ હો ભવિ; દૂર હુવે જેમ આંખનો, જ્ઞાનાવરણી પટ્ટ. હો ભવિ૦ પંચમી૦ ॥ ૫ ॥ એહથી સુગમ શિવસુંદરી, વરીયે ઝાકઝમાલ હો ભવિ; જે એહને કરશે સહી, લહેશે મંગલમાલ હો ભવિ. પંચમી૦ ॥૬॥

(કળશ.)

ઈમ દલિદ્ર ભંજણ જગત રંજન મહિમા શ્રી પંચમી તણો,
ગાઈયો રંગે ચિત્તચંગે સુણતાં એહ સોહામણો;
શ્રી પાર્શ્વચંદ્ર સૂરીંદ્ર ગચ્છે શ્રી અખયચંદ્ર સૂરીસરો,
તસ ચરણ કમલ પસાય પામી ખુશિયાલ મુનિવર સુખ કરો. ૭

## વીશ સ્થાનકના દુહા.

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઈએ, નમો નમો જિનભાણ.
ૐ હ્રીં નમો અરિહંતાણં, ગુણ ૧૨ ૧.

ગુણ અનંત નિર્મલ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિધ્ધ નમો તાસ.
ૐ હ્રીં નમો સિદ્ધાણં, ગુણ ૮ ૨.

ભાવામય ઔષધ સમી, પ્રવચન અમૃતવૃષ્ટિ;
ત્રિભુવન જીવને સુખકરી, જય જય પ્રવચન દષ્ટિ.
ૐ હ્રીં નમો પવયણં, ગુણ ૪૫ . ૩.

છત્રીશ છત્રીશ ગુણે, યુગપ્રધાન મુણીંદ;
જિનમત પરમત જાણુતા, નમો નમો તેહ સૂરીંદ.
ૐ હ્રીં નમો આયરિયાણં, ગુણ ૩૬ ૪.

તજી પર પરિણુતિ રમણુતા, લહે નિજભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવિ લોકને, જય જય થવિર અનુપ.
ૐ હ્રીઁ નમો થેરાંણું, ગુણુ ૧૦ ૫.

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત;
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત.
ૐ હ્રીઁ નમો ઉવજ્ઝાયાણું, ગુણુ ૨૫ ૬.

સ્યાદ્‌વાદ ગુણુ પરિણુમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતા, નમો નમો સાધુ શુભ રંગ.
ૐ હ્રીઁ નમો લોએ સવ્વસાહૂણું, ગુણુ ૨૭ ૭.

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ.
ૐ હ્રીઁ નમો નાણુસ્સ, ગુણુ ૫ ૮

લોકાલોકના ભાવ જે, કેવલી ભાષિત જેહ;
સત્ય કરી અવધારતા, નમો નમો દર્શન તેહ.
ૐ હ્રીઁ નમો દંસણુસ્સ. ગુણુ ૬૭ ૯

શૌચ મૂલથી મહા ગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણુ અનંતનો કંદ એહ, નમો નમો વિનય આચાર.
ૐ હ્રીઁ નમો વિણયસ્સ, ગુણુ ૧૦ ૧૦

રત્નત્રયી વિણુ સાધુતા, નિષ્ફલ કહી સદૈવ;
ભાવરયણુનું નિધાન છે, જય જય સંજમ જીવ.
ૐ હ્રીઁ નમો ચારિત્તસ્સ, ગુણુ ૭૦ ૧૧

જિનપ્રતિમા જિનમંદિરાં, કંચનના કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફલ લહે, નમો નમો શિયલ સુદેહ.
ૐ હ્રીઁ નમો બંભવ્વયધારીણું. ગુણુ ૯ ૧૨

આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાલક ચાલ;
તત્ત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાલ.
ૐ હ્રીઁ નમો કિરિયાણં, ગુણ ૨૫ ૧૩

કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગલ તપ જાણ;
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ.
ૐ હ્રીઁ નમો તવસ્સ; ગુણ ૧૨ ૧૪

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણ ધામ;
એ સમ શુભ પાત્ર કો નહીં નમો નમો ગોયમસ્વામ.
ૐ હ્રીઁ નમો ગોયમસ્સ, ગુણ ૨૮ ૧૫

દોષ અઢારે ક્ષય ગયા, ઉપના ગુણ જસ અંગ;
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ સંગ,
ૐ હ્રીઁ નમો જિણાણં, ગુણ ૨૦ ૧૬

શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમ વંશ,
ૐ હ્રીઁ નમો ચારિત્તસ્સ, ગુણ ૧૭ ૧૭

જ્ઞાનવૃક્ષ સેવો ભવીક, ચારિત્ર સમક્તિ મૂલ;
અજર અગમ પદ ફલ લહો, જિનવર પદવી ફૂલ.
ૐ હ્રીઁ નમો નાણસ્સ, ગુણ ૫૧ ૧૮

વક્તા શ્રોતા યોગ્યથી, શ્રુત અનુભવ રસપીન;
ધ્યાતા ધ્યેયની એક્તા, જય જય શ્રુત સુખલીન,
ૐ હ્રીઁ નમો સુઅસ્સ, ગુણ ૧૨ ૧૯

તીરથધામ પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ;
પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થ જહાજ.
ૐ હ્રીઁ નમો તિત્થસ્સ, ગુણ ૫ ૨૦



## છન્નું દેવની (ઓલી ૧ લી.)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી | કેવલજ્ઞાનિને | નમઃ | ૧૩ | શ્રી | સુમતયે | નમઃ |
| ૨ | ,, | નિર્વાણિને | ,, | ૧૪ | ,, | શિવગતયે | ,, |
| ૩ | ,, | સાગરાય | ,, | ૧૫ | ,, | અસ્તાગાય | ,, |
| ૪ | ,, | મહાયશસે | ,, | ૧૬ | ,, | નિમીશ્વરાય | ,, |
| ૫ | ,, | વિમલાય | ,, | ૧૭ | ,, | અનિલાય | ,, |
| ૬ | ,, | સર્વાનુભૂતયે | ,, | ૧૮ | ,, | યશોધરાય | ,, |
| ૭ | ,, | શ્રીધરાય | ,, | ૧૯ | ,, | કૃતાર્થાય | ,, |
| ૮ | ,, | દત્તાય | ,, | ૨૦ | ,, | જિનેશ્વરાય | ,, |
| ૯ | ,, | દામોદરાય | ,, | ૨૧ | ,, | શુદ્ધમતયે | ,, |
| ૧૦ | ,, | સુતેજસે | ,, | ૨૨ | ,, | શિવંકરાય | ,, |
| ૧૧ | ,, | સ્વામિને | ,, | ૨૩ | ,, | સ્યંદનાય | ,, |
| ૧૨ | ,, | મુનિસુવ્રતાય | ,, | ૨૪ | ,, | સંપ્રતયે | ,, |

### (ઓલી ૨ જી.)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી | ઋષભદેવાય | નમઃ | ૧૧ | શ્રી | શ્રેયાંસનાથાય | નમઃ |
| ૨ | ,, | અજિતનાથાય | ,, | ૧૨ | ,, | વાસુપૂજ્યનાથાય | ,, |
| ૩ | ,, | સંભવનાથાય | ,, | ૧૩ | ;; | વિમલનાથદેવાય | ,, |
| ૪ | ,, | અભિનંદનનાથાય | ,, | ૧૪ | ,, | અનંતનાથદેવાય | ,, |
| ૫ | ,, | સુમતિનાથાય | ,, | ૧૫ | ,, | ધર્મનાથદેવાય | ,, |
| ૬ | ,, | પદ્મપ્રભનાથાય | ,, | ૧૬ | ,, | શાંતિનાથદેવાય | ,, |
| ૭ | ,, | સુપાર્શ્વનાથાય | ,, | ૧૭ | ,, | કુંથુનાથદેવાય | ,, |
| ૮ | ,, | ચંદ્રપ્રભસ્વામિને | ,, | ૧૮ | ,, | અરનાથદેવાય | ,, |
| ૯ | ,, | સુવિધિનાથાય | ,, | ૧૯ | ,, | મલ્લિનાથદેવાય | ,, |
| ૧૦ | ,, | શીતલનાથાય | ,, | ૨૦ | ,, | મુનિસુવ્રતનાથાય | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | ,, નમિનાથદેવાય,, | ૨૩ | ,, પાર્શ્વનાથાય ,, |
| ૨૨ | ,, નેમિનાથદેવાય,, | ૨૪ | ,, મહાવીરદેવાય ,, |

## ( ઓળી ૩ જી. )

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી પદ્મનાભાય નમ: | ૧૩ | શ્રી. નિષ્કષાયાય નમ: |
| ૨ | ,, શૂરદેવાય ,, | ૧૪ | ,, નિષ્પુલાકાય ,, |
| ૩ | ,, સુપાર્શ્વાય ,, | ૧૫ | ,, નિર્મમાય ,, |
| ૪ | ,, સ્વયંપ્રભાય ,, | ૧૬ | ,, ચિત્રગુપ્તાય ,, |
| ૫ | ,, સર્વાનુભૂતયે ,, | ૧૭ | ,, સમાધયે ,, |
| ૬ | ,, દેવશ્રુતાય ,, | ૧૮ | ,, સંવરાય ,, |
| ૭ | ,, ઉદયાય ,, | ૧૯ | ,, યશોધરાય ,, |
| ૮ | ,, પેઢાલાય ,, | ૨૦ | ,, વિજયાય ,, |
| ૯ | ,, પોટ્ટિલાય ,, | ૨૧ | ,, મલ્લાય ,, |
| ૧૦ | ,, શતકીર્ત્યે ,, | ૨૨ | ,, દેવાય ,, |
| ૧૧ | ,, મુનિસુવ્રતાય ,, | ૨૩ | ,, અનંતવીર્યાય ,, |
| ૧૨ | ,, અમમાય ,, | ૨૪ | ,, ભદ્રકૃતે ,, |

## ( ઓલી ચોથી. )

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી સીમંધરજિનેશ્વરાય | નમ: | | ૧૦ | શ્રીવિશાલજિનેશ્વરાય | | નમ: |
| ૨ | શ્રી યુગમંધર | ,, | નમ: | ૧૧ | શ્રી વજ્રધર | ,, | નમ: |
| ૩ | શ્રી બાહુ | ,, | નમ: | ૧૨ | શ્રી ચંદ્રાનન | ,, | મમ: |
| ૪ | શ્રી સુબાહુ | ,, | નમ: | ૧૩ | શ્રી ચંદ્રબાહુ | ,, | નમ: |
| ૫ | શ્રી સુજાત | ,, | નમ: | ૧૪ | શ્રી ભુજંગ | ,, | નમ: |
| ૬ | શ્રી સ્વયંપ્રભ | ,, | નમ: | ૧૫ | શ્રી ઈશ્વિર | ,, | નમ: |
| ૭ | શ્રી ઋષભાનન | ,, | નમ: | ૧૬ | શ્રી નેમિપ્રભ | ,, | નમ: |
| ૮ | શ્રી અનંતવીર્ય | ,, | નમ: | ૧૭ | શ્રી વીરસેન | ,, | નમ: |
| ૯ | શ્રી સુરપ્રભ | ,, | નમ: | ૧૮ | શ્રી મહાભદ્ર | ,, | નમ: |

૧૯ શ્રીદેવયશોજિનેશ્વરાયનમઃ ૨૨ શ્રીચંદ્રાનનજિનેશ્વરાયનમઃ
૨૦ શ્રીઅજિતવીર્ય ,, નમઃ ૨૩ શ્રીવર્ધમાન ,, નમઃ
૨૧ શ્રીઋષભાનન ,, નમઃ ૨૪ શ્રીવારિષેણ ,, નમઃ

## વર્ધમાનતપની ઓલી.

"ૐ હ્રીઁ નમો તવસ્સ" એ પદથી ગણણું ગણે તો આ દુહો બોલવો.

કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગલ તપ જાણ;
પચ્ચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણ ખાણ.

તપ પદ કેવું છે? ઉજ્જવળ વર્ણે છે, બાર ભેદે સહિત છે, તે તપને મારો નમસ્કાર હોજો. "ઇચ્છામિ ખમાસમણો૦" કહેવું. એ રીતે બાર ખમાસમણાં દેવાં, ને બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો. જો ૐ હ્રીઁ નમો અરિહંતાણં એ પદથી ગણણું ગણે તો નીચે મુજબ દુહો બોલવો.

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિણ ભાણ.

અરિહંત ભગવાન કેવા છે? શ્વેત વર્ણે છે બાર ગુણે સહિત છે, તેવા અરિહંત ભગવાનને મારો નમસ્કાર હોજો. ઇચ્છામિ ખમાસણો અને બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

ૐ હ્રીઁ નમો સિદ્ધાણં એ પદથી ગણણું ગણે તો ખમાસમણા આઠ દેવા, તેનો દુહો—

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ.

સિદ્ધ પદ કેવું છે? રક્ત વર્ણે છે, આઠ ગુણે કરી સહિત છે. એવા સિદ્ધ પદને મારો નમસ્કાર હોજો. ઈચ્છામિ ખમાસમણો અને કાઉસગ્ગ આઠ લોગસ્સનો કરવો. આ ત્રણ રીતમાંથી ગમે તે એક રીતે ખમાસમણ કાઉસગ્ગ ગણણું ગણવું.

## અથ ચૌદ પૂર્વની તપની વિધિ.

ચૌદ પૂર્વની આરાધના માટે જે તપ, તે ચૌદ પૂર્વ તપ કહેવાય છે. તેમાં શક્તિ પ્રમાણે ઉપવાસ અથવા એકાસણાદિક તપ કરવો. આ તપ સુદિ અથવા કારણવશાત્ વદિ ચૌદશ ને દિવસે આરંભી ને લગોલગ ચૌદ દિવસ એકાસણાં કરી પૂરો કરવો.

પ્રથમ આગમની સ્થાપના કરવી, પછી વાસક્ષેપથી તથા યથાશક્તિ રૂપાનાણાથી તેની પૂજા કરવી. જ્ઞાન પાસે નીચે બતાવ્યા પ્રમાણે નિત્ય સાથીઆ કરવા. નિત્ય ચૈત્યવંદન કરવું. સ્તવનના સ્થાને જ્ઞાનનુ સ્તવન બોલવું, જ્ઞાનની પૂજા ભણાવવી. છેલ્લે દિવસે વરઘોડો ચડાવવો તથા યથાશક્તિ ઉજમણુ કરવું.

આ તપ કરવાથી સમ્યક્ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ અગાઢ તપ સાધુસાધ્વી શ્રાવકશ્રાવિકા સૌ કોઈ કરી શકે છે. જે પૂર્વનું તપ ચાલતું હોય તે પૂર્વનું ગણણું વિગેરે નીચે પ્રમાણે ગણવું.

દોહા—આચારાદિક નામથી, વસ્તુ નામ શ્રુત ધાર;
અર્થ અનેકવિધે ગ્રહે, તે પણ એક અધિકાર ॥૧॥
દુગ સય પણવીસ વસ્તુ છે, ચઉદ પૂર્વનો સાર
જાણે તેહને વંદના, શ્વાસ માંહે સોવાર ॥૨॥

ઉત્પાદાદિક પૂર્વ જે, સૂત્ર અર્થ અનુસાર;
વિદ્યામંત્ર તણે ભર્યો, પૂરવ શ્રુત ભંડાર ॥૩॥

આ ત્રણ દોહામાંથી અનુક્રમે એકેએક દુહો બોલી એક એક ખમાસમણુ દેવું.

## ચૌદપૂર્વનાં નામ.

| | | સાથીઆ | ખમા૦ | લોગ૦ | નોક૦ |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી ઉત્પાદ પૂર્વાય નમઃ | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૦ |
| ૨ | શ્રી આગ્રાયણી પૂર્વાય નમઃ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૦ |
| ૩ | શ્રી વીર્યપ્રવાદ પૂર્વાય નમઃ | ૧૬ | ૧૬ | ૧૬ | ૨૦ |
| ૪ | શ્રી અસ્તિપ્રવાદ પૂર્વાય નમઃ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૦ |
| ૫ | શ્રી જ્ઞાનપ્રવાદ પૂર્વાય નમઃ | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ |
| ૬ | શ્રી સત્યપ્રવાદ પૂર્વાય નમઃ | ૨ | ૨ | ૨ | ૨૦ |
| ૭ | શ્રી આત્મપ્રવાદ પૂર્વાય નમઃ | ૧૬ | ૧૬ | ૧૬ | ૨૦ |
| ૮ | શ્રી કર્મપ્રવાદ પૂર્વાય નમઃ | ૩૦ | ૩૦ | ૩૦ | ૨૦ |
| ૯ | શ્રી પ્રત્યાખ્યાનપ્રવાદપૂર્વાય નમઃ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૧૦ | શ્રી વિદ્યાપ્રવાદ પૂર્વાય નમઃ | ૧૫ | ૧૫ | ૧૫ | ૨૦ |
| ૧૧ | શ્રી કલ્યાણપ્રવાદ પૂર્વાય નમઃ | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ |
| ૧૨ | શ્રી પ્રાણાવાય પૂર્વાય નમઃ | ૧૩ | ૧૩ | ૧૩ | ૨૦ |
| ૧૩ | શ્રી ક્રિયાવિશાલ પૂર્વાય નમઃ | ૩૦ | ૩૦ | ૩૦ | ૨૦ |
| ૧૪ | શ્રી લોકબિંદુસાર પૂર્વાય નમઃ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૦ |

## શ્રી જંબુદ્વીપના મહાવિદેહની બત્રીશ વિજયની બત્રીસ ઓલી તેમાં પ્રથમ ઓલી

૧ શ્રી જયદેવ સર્વજ્ઞાય નમઃ
૨ „ કર્ણભદ્ર સર્વજ્ઞાય નમઃ
૩ શ્રી લક્ષ્મીપતિ સર્વજ્ઞાયનમઃ
૪ „ અનંતહર્ષ સર્વજ્ઞાય નમઃ

| | | | |
|---|---|---|---|
| ૫ | શ્રીગંગાધર સર્વજ્ઞાય નમઃ | ૧૯ | શ્રી હરિહર સર્વજ્ઞાય નમઃ |
| ૬ | ,, વિશાલચંદ્ર સર્વજ્ઞાયનમઃ | ૨૦ | ,, રામેંદ્ર સર્વજ્ઞાય નમઃ |
| ૭ | ,, પ્રિયંકર સર્વજ્ઞાય નમઃ | ૨૧ | ,, શાંતિદેવ સર્વજ્ઞાય નમઃ |
| ૮ | ,, અમરદત્ત સર્વજ્ઞાય નમઃ | ૨૨ | ,, અનંતકૃત સર્વજ્ઞાય નમઃ |
| ૯ | ,, કૃષ્ણુનાથ સર્વજ્ઞાય નમઃ | ૨૩ | ,, ગજેંદ્રપ્રભ સર્વજ્ઞાય નમઃ |
| ૧૦ | ,, ગુણગુપ્તિ સર્વજ્ઞાય નમઃ | ૨૪ | ,, સાગરચંદ્ર સર્વજ્ઞાય નમઃ |
| ૧૧ | ,, પદ્મનાથ સર્વજ્ઞાય નમઃ | ૨૫ | ,, લક્ષ્મીચંદ્ર સર્વજ્ઞાય નમઃ |
| ૧૨ | ,, જલધર સર્વજ્ઞાય નમઃ | ૨૬ | ,, મહેશ્વર સર્વજ્ઞાય નમઃ |
| ૧૩ | ,, યુગાદિત્ય સર્વજ્ઞાય નમઃ | ૨૭ | ,, ઋષભ સર્વજ્ઞાય નમઃ |
| ૧૪ | ,, વરદત્ત સર્વજ્ઞાય નમઃ | ૨૮ | ,, સોમકાંતિ સર્વજ્ઞાય નમઃ |
| ૧૫ | ,, ચંદ્રકેતુ સર્વજ્ઞાય નમઃ | ૨૯ | ,, નેમીભદ્ર સર્વજ્ઞાય નમઃ |
| ૧૬ | ,, મહાકાય સર્વજ્ઞાય નમઃ | ૩૦ | ,, અજીતભદ્ર સર્વજ્ઞાય નમઃ |
| ૧૭ | ,, અમરકેતુ સર્વજ્ઞાય નમઃ | ૩૧ | ,, મહીધર સર્વજ્ઞાય નમઃ |
| ૧૮ | ,, અરણ્યવાસ સર્વજ્ઞાયનમઃ | ૩૨ | ,, રાજેશ્વર સર્વજ્ઞાય નમઃ |

ઇતિ પ્રથમ ઓલી સંપૂર્ણ થઇ

## ઓલિ બીજી ધાતકીખંડ પ્રથમ મહાવિદેહની ૩૨ વિજય

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીવીરચંદ્ર સર્વજ્ઞાય નમઃ | ૯ | શ્રીવિમલનાથસર્વજ્ઞાયનમઃ |
| ૨ | શ્રીવત્સસેન સર્વજ્ઞાય નમઃ | ૧૦ | શ્રીઆગમિક સર્વજ્ઞાય નમઃ |
| ૩ | શ્રીનીલકંઠ સર્વજ્ઞાય નમઃ | ૧૧ | શ્રીપુષ્પોતર સર્વજ્ઞાય નમઃ |
| ૪ | શ્રીવજ્રકેશ સર્વજ્ઞાય નમઃ | ૧૨ | શ્રીવસુધાધિપસર્વજ્ઞાયનમઃ |
| ૫ | શ્રીરૂકમિક સર્વજ્ઞાય નમઃ | ૧૩ | શ્રીમલિનાથ સર્વજ્ઞાય નમઃ |
| ૬ | શ્રીખેમંકર સર્વજ્ઞાય નમઃ | ૧૪ | શ્રીવનદેવ સર્વજ્ઞાય નમઃ |
| ૭ | શ્રીમૃગાંક સર્વજ્ઞાય નમઃ | ૧૫ | શ્રીબલભૃત સર્વજ્ઞાય નમઃ |
| ૮ | શ્રીમુનિમૂર્તિસર્વજ્ઞાયનમઃ | ૧૬ | શ્રીઅમૃતવાહનસર્વજ્ઞાયનમઃ |

૧૭ શ્રીપૂર્ણચંદ્ર સર્વજ્ઞાય નમઃ ૨૫ શ્રીવશિષ્ટનાથ સર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રીરેવાંકિત સર્વજ્ઞાય નમઃ ૨૬ શ્રીજલપ્રભ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રીકલ્પશાક સર્વજ્ઞાય નમઃ ૨૭ શ્રીમહાભીમ સર્વજ્ઞાય નમઃ
૨૦ શ્રીનીલદત્ત સર્વજ્ઞાય નમઃ ૨૮ શ્રીઋષીપાલ સર્વજ્ઞાય નમઃ
૨૧ શ્રીવિદ્યાપતિ સર્વજ્ઞાય નમઃ ૨૯ શ્રીકુડમદત્ત સર્વજ્ઞાય નમઃ
૨૨ શ્રીસુપાર્શ્વ સર્વજ્ઞાય નમઃ ૩૦ શ્રીમહાવીર સર્વજ્ઞાય નમઃ
૨૩ શ્રીભાનુનાથ સર્વજ્ઞાય નમઃ ૩૧ શ્રીભૂતાનંદ સર્વજ્ઞાય નમઃ
૨૪ શ્રીપ્રભંજન સર્વજ્ઞાય નમઃ ૩૨ શ્રીતીર્થેશ્વર સર્વજ્ઞાય નમઃ

ઇતિ બીજી ઓલી સંપૂર્ણ થઇ

## ત્રીજી ઓલી ધાતકીખંડ બીજા મહાવિદેહની ૩૨ વિજય

૧ શ્રીધર્મદત્ત સર્વજ્ઞાય નમઃ ૧૫ શ્રીઅમરચંદ્ર સર્વજ્ઞાય નમઃ
૨ શ્રીભૂમિપતિ સર્વજ્ઞાય નમઃ ૧૬ શ્રીસમાધિ સર્વજ્ઞાય નમઃ
૩ શ્રીમેરૂદત્ત સર્વજ્ઞાય નમઃ ૧૭ શ્રીમુનિચંદ્ર સર્વજ્ઞાય નમઃ
૪ શ્રીસુમિત્ર સર્વજ્ઞાય નમઃ ૧૮ શ્રીહેમેંદુ સર્વજ્ઞાય નમઃ
૫ શ્રીષેણુનાથ સર્વજ્ઞાય નમઃ ૧૯ શ્રીશશાંક સર્વજ્ઞાય નમઃ
૬ શ્રીપ્રભાનંદ સર્વજ્ઞાય નમઃ ૨૦ શ્રીજગદીશ્વર સર્વજ્ઞાય નમઃ
૭ શ્રીપદ્માંક સર્વજ્ઞાય નમઃ ૨૧ શ્રીદેવેંદ્ર સર્વજ્ઞાય નમઃ
૮ શ્રીમહાઘોષ સર્વજ્ઞાય નમઃ ૨૨ શ્રીગુણુનાથ સર્વજ્ઞાય નમઃ
૯ શ્રીચંદ્રપ્રભ સર્વજ્ઞાય નમઃ ૨૩ શ્રીઉદ્યોતનાથ સર્વજ્ઞાયનમઃ
૧૦ શ્રીભૂમીપાલ સર્વજ્ઞાય નમઃ ૨૪ શ્રીનારાયણુ સર્વજ્ઞાય નમઃ
૧૧ શ્રીસુમતિષેણુ સર્વજ્ઞાય નમઃ ૨૫ શ્રીકપિલ સર્વજ્ઞાય નમઃ
૧૨ શ્રીઅતિચ્યુત સર્વજ્ઞાય નમઃ ૨૬ શ્રીપ્રભાકર સર્વજ્ઞાય નમઃ
૧૩ શ્રીતીર્થભૂતિ સર્વજ્ઞાય નમઃ ૨૭ શ્રીજિનરક્ષિત સર્વજ્ઞાયનમઃ
૧૪ શ્રીલલિતાંગ સર્વજ્ઞાય નમઃ ૨૮ શ્રીસકલનાથ સર્વજ્ઞાયનમઃ

૨૯ શ્રીસિલારનાથસર્વજ્ઞાયનમ: ૩૧ શ્રીસહસ્વાર સર્વજ્ઞાય નમ:
૩૦ શ્રીવજાધર સર્વજ્ઞાય નમ: ૩૨ શ્રીઅશોક સર્વજ્ઞાય નમ:

ઇતિ ત્રીજી ઓલી સંપૂર્ણ થઇ

## ચોથી ઓલી શ્રીપુષ્કર દ્વીપ પ્રથમ મહાવિદેહની વિજય

૧ શ્રીમેઘવાહન સર્વજ્ઞાય નમ: ૧૭ શ્રીસિદ્ધાર્થ સર્વજ્ઞાય નમ:
૨ શ્રીજીવરક્ષિક સર્વજ્ઞાય નમ: ૧૮ શ્રીસફલનાથ સર્વજ્ઞાય નમ:
૩ શ્રીમહાપુરૂષ સર્વજ્ઞાય નમ: ૧૯ શ્રીવિજયદેવ સર્વજ્ઞાય નમ:
૪ શ્રીપાપહર સર્વજ્ઞાય નમ: ૨૦ શ્રીનરસિંઘ સર્વજ્ઞાય નમ:
૫ શ્રીમૃગાંક સર્વજ્ઞાય નમ: ૨૧ શ્રીશીતાનંદ સર્વજ્ઞાય નમ:
૬ શ્રીસુરસિંઘ સર્વજ્ઞાય નમ: ૨૨ શ્રીવૃંદારક સર્વજ્ઞાય નમ:
૭ શ્રીજગત્પૂજ્ય સર્વજ્ઞાય નમ: ૨૩ શ્રીચંદ્રાતપ સર્વજ્ઞાય નમ:
૮ શ્રીસુમતિનાથ સર્વજ્ઞાયનમ: ૨૪ શ્રીચિત્રગુપ્ત સર્વજ્ઞાય નમ:
૯ શ્રીમહામૃગેંદ્ર સર્વજ્ઞાયનમ: ૨૫ શ્રીદ્રઢરથ સર્વજ્ઞાય નમ:
૧૦ શ્રીઅમરભૂતિ સર્વજ્ઞાય નમ: ૨૬ શ્રીમહાયશ સર્વજ્ઞાય નમ:
૧૧ શ્રીકુમારચંદ્ર સર્વજ્ઞાયનમ: ૨૭ શ્રીઉષમીક સર્વજ્ઞાય નમ:
૧૨ શ્રીવારિષેણ સર્વજ્ઞાય નમ: ૨૮ શ્રીપ્રદ્યુમ્ન સર્વજ્ઞાય નમ:
૧૩ શ્રીરમણનાથ સર્વજ્ઞાય નમ: ૨૯ શ્રીમહાતેજ સર્વજ્ઞાય નમ:
૧૪ શ્રીસ્વયંભૂનાથ સર્વજ્ઞાયનમ: ૩૦ શ્રીપુષ્પકેતુ સર્વજ્ઞાય નમ:
૧૫ શ્રીઅચલનાથ સર્વજ્ઞાય નમ: ૩૧ શ્રીકામદેવ સર્વજ્ઞાય નમ:
૧૬ શ્રીમકરકેતુ સર્વજ્ઞાય નમ: ૩૨ શ્રીસમરકેતુ સર્વજ્ઞાય નમ:

ઇતિ ચોથી ઓલી સંપૂર્ણ

## શ્રીપુષ્કરદ્વીપ બીજા મહાવિદેહની ૩૨ વિજયની પાંચમી ઓલી

૧ શ્રીપ્રસન્નચંદ્ર સર્વજ્ઞાય નમઃ ૧૭ શ્રીહરિચંદ્ર સર્વજ્ઞાય નમઃ
૨ શ્રીમહાસેન સર્વજ્ઞાય નમઃ ૧૮ શ્રીપ્રતિમાધરસર્વજ્ઞાયનમઃ
૩ શ્રીવજ્રનાથ સર્વજ્ઞાય નમઃ ૧૯ શ્રીઅજીતશ્રેય સર્વજ્ઞાયનમઃ
૪ ,, કુરવિંદ સર્વજ્ઞાય નમઃ ૨૦ ,, કનકકેતૂ સર્વજ્ઞાય નમઃ
૫ ,, વજ્રવીર્ય સર્વજ્ઞાય નમઃ ૨૧ ,, અજીતવીર સર્વજ્ઞાયનમઃ
૬ ,, વિમલચંદ્ર સર્વજ્ઞાયનમઃ ૨૨ ,, ફલ્ગુમિત્ર સર્વજ્ઞાય નમઃ
૭ ,, યશોધર સર્વજ્ઞાય નમઃ ૨૩ ,, બ્રહ્મભૂતિ સર્વજ્ઞાય નમઃ
૮ ,, મહાબલ સર્વજ્ઞાય નમઃ ૨૪ ,, હિતકર સર્વજ્ઞાય નમઃ
૯ ,, વજ્રસેન સર્વજ્ઞાય નમઃ ૨૫ ,, વરૂણદત્ત સર્વજ્ઞાય નમઃ
૧૦ ,, સુવર્ણબાહુસર્વજ્ઞાયનમઃ ૨૬ ,, યશકીર્તિ સર્વજ્ઞાય નમઃ
૧૧ ,, વિમલબોધસર્વજ્ઞાયનમઃ ૨૭ ,, નાગેંદ્ર સર્વજ્ઞાય નમઃ
૧૨ ,, ભીમનાથ સર્વજ્ઞાયનમઃ ૨૮ ,, મહિધર સર્વજ્ઞાય નમઃ
૧૩ ,, મેરૂપ્રભ સર્વજ્ઞાય નમઃ ૨૯ ,, કૃતવર્મ સર્વજ્ઞાય નમઃ
૧૪ ,, ચંદ્રગુપ્ત સર્વજ્ઞાય નમઃ ૩૦ ,, મહેંદ્ર સર્વજ્ઞાય નમઃ
૧૫ ,, સુદ્દઢસિંધ સર્વજ્ઞાયનમઃ ૩૧ ,, વર્ધમાન સર્વજ્ઞાય નમઃ
૧૬ ,, સુવ્રતનાથ સર્વજ્ઞાયનમઃ ૩૨ ,, સૂરેંદ્રદત્ત સર્વજ્ઞાય નમઃ

ઇતિ પાંચમહાવિદેહ પાંચમી ઓલી સંપૂર્ણ

## હવે પાંચ ભરત તથા પાંચએરવતના દશ ઉપવાસ

જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં ૧ શ્રી અજીતનાથાય નમઃ
ક્ષેત્રજંબૂદ્વીપના એરવત ક્ષેત્રમાં ૨ શ્રી ચંદ્રનાથાય નમઃ
ધાતકીખંડના ભરત ક્ષેત્રમાં ૩ શ્રી સિધાંતનાથાય નમઃ
ધાતકી ખંડના એરવત ક્ષેત્રમાં ૪ શ્રી જયનાથાય નમઃ

ધાતકી ખંડે બીજા ભરત ક્ષેત્રમાં ૫ શ્રી કરપટનાથાય નમઃ
ધાતકી ખંડના બીજા એરવતમાં ૬ શ્રી પુષ્પદત્તનાથાય નમઃ
પુષ્કરાર્ધ પ્રથમ ભરતમાં ૭ શ્રી પ્રભાસ સર્વજ્ઞાય નમઃ
પુષ્કરાર્ધ પ્રથમ એરવતમાં ૮ શ્રી આદિનાથ સર્વજ્ઞાય નમઃ
પુષ્કરાર્ધ બીજા ભરતમાં ૯ શ્રી પ્રભાકર સર્વજ્ઞાય નમઃ
પુષ્કરાર્ધના બીજા એરવતમાં ૧૦ શ્રી બલભદ્ર સર્વજ્ઞાય નમઃ

ઇતિ સંપૂર્ણ

## अथ दशपच्चखाणनुं गणणु

१ श्रीसमकित पारंगतायनमः साथीया ६७ उपवास

२ श्रीअक्षय समकितायनमः साथीया १७ एकासणो

३ श्रीसमकितनिधिनायनमः सा० ८ एकचोखानो आंबिल चोविहार करवो

४ श्रीकेवलनाणीनाथायनमः सा० २१ निविकरवी

५ श्रीएकत्वगतायनमः सा० ३१ कोलीओ एकखावो चोवीहार करवो

६ श्रीस्वर्गनिधिनाथायनमः सा० ४५ एकलसथुं अंगहलावुनंहि

७ श्रीगौतमलब्धि नमः सा० २८ खीरनी एकधार चोविहार करवो.

८ श्रीअक्षयनिधिनाथायनमः सा० ९ आंबील करवो चोविहार

९ श्रीपरब्रचतायनमः सा० १३ एकासणोपारकेघरे चोविहार करवो

१० श्रीमुनिश्वरव्रतायनमः साथीया १२

अवलेणुं ते खाखरो खावो ते, अजाण्यो छोकरो पीरसे तेटलुं खावुं जेटला साथीया तेटला लोगस्स तेटला खमासमणा इति विधि

---

## ॥ અથ સોલ ભાવનાઓ ॥

દોહા–વંદી વીર જિણંદને, સદ્ ગુરૂ ચરણુ પસાય; સોલભાવનાવર્ણવું, સમરી સારદ માયા ॥ ૧ ॥ દાનાદિક કિરિયા સવિ, જેમ લુણુ વિણુધાન; અદભૂત ફલ આપે નહિ, સમજો ભાવપ્રધાન ॥ ૨ ॥ પ્રથમ અનિત્ય[૧] સુભાવના, અશરણુને[૨] સંસાર[૩] ; એકલતાને[૪] અન્યતા,[૫] અસુચી[૬] આશ્રવધાર[૭] ॥ ૩ ॥ અષ્ટમસંવર[૮] નિર્જરા,[૯] લોકસ્વરૂપ[૧૦] વિચાર; બોધિદુલભ[૧૧] ભાવના, ધર્મભાવનાસાર[૧૨] ॥ ૪ ॥ મૈત્રી[૧૩] કરૂણુ[૧૪] ભાવના, પ્રમોદ ગુણુ મનોહાર;[૧૫] સમભાવ મધ્યસ્થતા,[૧૬] સોલ ભાવના સાર ॥ ૫ ॥ પારસ મણીના સંગથી, લોહ સુ કંચન થાય; અંતર ભાવ ભળે થકે, આતમ ગુણુ ઉલસાય ॥ ૬ ॥

## ॥ પહેલી અનિત્ય ભાવના ॥

દોહા- અથીર પણું સવિ જાણીએ. જેવો સંધ્યા રાગ; તેમ કુટુંબ પરિવાર છે, ચેત ચેત મહા ભાગ ॥૧॥ ગિરિ નદિ વેગ સમાન આ, યૌવન ચાલ્યું જાય; ચેતન તો ચેતે નહિ, પણુ અંતે પસ્તાય ॥ ૨ ॥ સાલીભદ્ર ભોગી રે હોય ॥ એદેશી ॥ પહેલી ભાવના ભાવીએંથી જીરે, દીશે અથીર સંસાર; રાજય ઋદ્ધિ સુખ સંપદા જીરે, અનિત્ય પણે અવધાર રે ॥ચેતન ચતુર

થઈ નવ ચૂક ॥ ૧ ॥ આ તન યૌવન જાણીએ જી રે, જેવો રંગ પતંગ; જીવિત પણ પરવશ પણે જી રે, ॥ ક્ષણમાં પામે ભંગ રે ॥ ચેતન ॥૨॥ ચંચલ ચપલા સમ કહ્યો જી રે, લક્ષ્મી પ્રભુતા પ્રકાશ, પાંડવ રામ સરીખડા જીરે. ભોગવતા વન વાસરે ॥ ચેતન ॥ ૩ ॥ અંજલી જલ સમ આઉખું જીરે, ક્ષણુ ક્ષણુ ક્ષીણુ જ થાય; કમલ પત્ર જલ બિંદુઓ જીરે, ક્ષણુ ભંગુર કહેવાયરે ॥ ચેતન ॥ ॥ ૪ ॥ રૂપરંગ સવિ દેહના જીરે પલ પલમાં પલટાય; પતંગ સમ લોભાઈ ને જીરે; મોહવશે મુંજાય રે ॥ ચેતન॥પ॥ ઇદ્રજાલ બાજી સમા જી રે; દારાસુત પરિવાર; રાગી થઇ રાખે તિહાં જીરે; લેશ ન સમજે સારરે ॥ ચેતન ॥ ૬ ॥ તિર્થંકર સુરપતિ સમા જીરે, ચક્રી હરિ બલવંત, અંતે થિર ન રહી શકયા જીરે; સુરનર નૃપ મતિવંત રે ॥ચેતન ॥ ૭ ॥ એમ અથિર સવિ જાણીને જીરે, મોહ મધ રિશ લગાર; કુશલ દીપ ગુરૂ સંગથી જીરે દેવચંદ્ર મનોહાર રે ॥ ચેતન ॥ ૮ ॥

## ॥ બીજી અશરણુ ભાવના ॥

દોહ–પલ પલ પલકારામિષે, આયુ ઘટતું જાય; શરણુ નહિ આ જીવને, ધરમ વિના જગ માંય ॥ ૧ ॥ અશરણુ પ્રાણીને કદા, નવિ કરે કોઇ સાર; જિનવર શરણુ લીજીએ, જે ભવ તારણુહાર ॥ ૨ ॥ કર્મ ન છુટેરે પ્રાણીઆ ॥ એ દેશી ॥ બીજી અશરણુ ભાવના, કરીએ હૃદય વિચાર; ધર્મવિના જગજીવને, કોઇ ન શરણુ થનાર ॥ બીજી ॥ ૧ ॥ હય ગય રથ પરિક્ર બહુ, માતપિતા પરિવાર; શરણુ વિના જીવ એકલો, પરભવ માંહિ જનાર ॥ બીજી ॥ ૨ ॥ નિજ

બળથી બહુ ગાજતા, મારે કૈકને ઠાર; એકલડા અવલોકીઆ, ખાતા જમનો માર ॥ બીજી ॥ ૩ ॥ માતપિતા સુત સુંદરી, સ્વારથીઓ સંસાર; સુખદુખ સહે જીવ એકલો, ભાગ ન કોઇ લેનાર ॥ બીજી ॥ ૪ ॥ પંખી મેલા સમ જાણીએ, સ્વજન કુંટુંબ મેલાપ; અવશરે અલગા થઈ જશે; સ્વાર્થે પામે સંતાપ ॥ બીજી॥ ૫ ॥ દ્વારીકા બળતી નીહાળીને કૃષ્ણે કર્યો પરિહાર, સાગરે પડત સુભુમને; દેવેં કીધી ન સાર ॥ બીજી ॥ ॥ ૬ ॥ નિત્ય મિત્ર સમ દેહડી, પર્વ મિત્ર પરિવાર; જુહાર મિત્ર તે ધર્મ છે, સાચો એહ આધાર ॥ બીજી ॥ ૭ ॥ પુણ્યે નર ભવ પામીયા, શરણુ ગ્રહો ભવિ ચાર; કુશલ દીપ શરણે જતાં, દેવ સફલ અવતાર ॥ બીજી ॥ ૮ ॥

## ॥ ત્રીજી સંસાર ભાવના ॥

દોહા—થાવચ્ચા સુત સંજમે, રાચ્યું મન અભિરામ; બાહ્ય સંપદ ત્યાગીને, સાધે ગુણ આરામ ॥ ૧ ॥ અનાથી મુનિ સંયમગ્રહી, થયા નાથ નિરધાર; ભવ અટવીમાં ભટકતાં, એહ અનુપ આધાર ॥ ૨ ॥ કપુર હોવે અતિ ઉજલો રે—એ દેશી ॥ ત્રીજી ભાવના મન ધરો રે, આ સંસાર અસાર; કાલ અનાદિ તું ભમ્યો રે, રૂપે વિવિધ પ્રકાર રે ॥ પ્રાણી જિનવાણી મન ધાર ॥ ૧ ॥ ભવ નાટકમાં નટ થઈ રે, નાચ્યો લઇ બહુવેશ; કર્મ વશે કદિ કુબડો રે, પંગુ અંધ ધનેશ રે ॥ પ્રાણી ॥ ૨॥ પૃથ્વી જલ ને અગ્નિમાં રે, વાયુ વનસ્પતિ કાય; નરક નિગોદે તું ભમ્યો રે, નિત ચઉરિંદ્રિ માંય રે ॥ પ્રાણી ॥ ૩ ॥ દેવપણું કદિ પામીને રે, ભોગવ્યા ભોગ રસાલ; ત્યાં પણ તૃપ્તિ ન પામીઓ રે, મૂકે ન મોહ જંજાલ રે ॥ પ્રાણી ॥ ૪ ॥ પંચાનન ગજ સર્પમાં

રે, ફરીઓ તું બહુવાર; કુરપણે ત્યાં વરતતાં રે, નીચ ગતિ અવતાર રે ॥ પ્રાણી ॥૫॥ સ્ત્રીપુરૂષ અને નપુશકે રે, માત પિતા સુત નાર; નાતરાં અઢારે અનુભવ્યારે, આવ્યો ન જ્ઞાન વિચારરે ॥ પ્રાણી ॥૬॥ અહાર ભોગ બહુ ભોગવ્યારે, પહેર્યાં વિવિધ શણગાર; જાતિ કે યોનિ ન કો રહીરે, લોકાકાશ મજાર રે ॥ પ્રાણી ॥૭॥ શુક્ષમ બાદર ભેદથીરે, દ્રવ્ય ક્ષેત્ર કાલભાવ; અનંત પુદ્ગલપરાવર્તીઆરે, જાણ્યો ન ધર્મ પ્રભાવરે ॥ પ્રાણી ॥૮॥ ભુવન ભાનુ દ્રષ્ટાંતથીરે, ભવસ્વરૂપ અવધાર; કુશલ દીપ ગુરૂરાજજીરે, દેવના દુખ હરનારરે ॥ પ્રાણી ॥૯॥

## ॥ ચોથી એકત્વ ભાવના ॥

દોહા—ભવચક્રે ભમતાં થકાં, સુખદુઃખ સહ્યાં અપાર; કેવલનાણી દાખવે, પણ તસ નાવે પાર ॥૧॥ રાગદ્વેષને વશ પડી, આપે આપ બંધાય; મિથ્યામતિના કારણે, જિનવાણી ન સોહાય ॥૨॥

ઝાંઝરીઆ મુનિવર ધન ધન તુમ અવતાર—એ દેશી.

ભાવો ચોથી ભાવનાજી, જીવ એકાકી ભમંત; ચઉગતિરૂપ સંસારમાંજી, વેદના વિવિધ ખમંત ॥ ભવિયણ ભવ તરવા, ભાવના નાવ સમાન ॥૧॥ સ્વારથીઆ સ્વજનો ગણોજી, લેશ ન સહાય કરંત; આયુ ખુટે પ્રાણીઓજી, નયણે નીર ધરંત ॥ભવિ૰॥૨॥ મરણ થતાં પ્રાણી ચલેજી, એકલો તે પરદેશ; સ્વકર્મ સાથે સંચીનેજી, રંક કે હોય નરેશ ॥ભવિ૰ ॥૩॥ ભોગવતાં વસુધા સવિજી, કહેવાણા નૃપ નાથ; બ્રહ્મદત્ત ચક્રી ચલ્યાજી, વસુધા ન આવી સાથ ॥ભવિ૰॥૪॥ ધન

ભોગવવા આવતાજી, સ્વજનાદિક પરિવાર; સંકટ સમયે વેગ-લાજી, ભાગ ન કોઇ લેનાર ॥ભવિ૦॥૫॥ ચૌદ રત્ન નવનિધિ ઘરેંજી, ષટખંડ રાજ્ય ઉદાર; ચોસઠ સહસતે સુંદરીજી, સબલ સૈન્ય જસ સાર॥ભવિ૦॥૬॥ આખિર ચાલ્યા એકલાજી રામ રાવણ કેઈ રાય; પરભવ સંબલ સંચીએજી, એકલ ધર્મ સહાય ॥ભવિ૦॥૭॥ વલય તણાં દૃષ્ટાંતથીજી, બૂઝ્યો મિથિલા-રાય; કુશલ દીપ ગુરૂ સંગથીજી, દેવ દિલે હરખાય ॥ભવિ૦॥

## ॥ પાંચમી અન્યત્વ ભાવના ॥

દોહા—મમતાથી મારૂં ગણે, તારૂં નહિં જગ કોય; તું એકલડો જીવડો, હૈયે વિચારિ જોય ॥૧॥ ન્યારો તું સરવે થકી, ન્યારા તુંથી સર્વ; જ્ઞાની વચન ન મન ધરે, વૃથા કરે ઉર ગર્વ ॥૨॥

સુંદર રૂપ વિચાર ચતુરપણું—એ દેશી

પાંચમી ભાવના ભાવો ભવિયાં, અન્યપણે અવધાર; તું નહિ કોનો કોઇ નહિ તારો, શાને ઉપાડે ભારરે ॥ જીવડા ધરીએ ધર્મ વિચાર ॥૧॥ જેમ મુસાફર મારગે મલીઆ, બેઘડી સાથ નિવાસ; પ્રહ સમય ઉઠીને ચાલે, ત્યાં શી કરવી આશરે ॥જીવડા૦॥૨॥ મતલબ સાધવા પાસે આવે, ગરજ મિટે જાય ભાગી; સ્વારથે કારમો નેહ બતાવે, તેમાં થાયે તું રાગીરે ॥જીવડા૦॥૩॥ ચુલણીએ નિજ સુતને હણવા, લાક્ષા ગેહ બનાવે; સ્વારથની બાજીથી રમતાં, કોઈ ખોવે કોઇ પાવેરે ॥જીવડા૦॥૪॥ કૌરવ પાંડવ યુદ્ધ મચાવે, કુલને ડાઘ લગાવે; તાત શ્રેણીકને પંજરે પૂર્યો, કોણીક દ્રોહ ધરાવેરે. ॥જીવડા૦॥૫॥ એહ ભાવના રંગે રમતાં, ગોયમ મરૂદેવી

માતા; કેવલજ્ઞાન પ્રભા પ્રગટાવે, થયા જગત વિખ્યાતારે ॥ ॥જીવડા૦॥૬॥ આપ સ્વારથી કુટુંબ કબીલો, મૂરખ મોહ વધારે; વિવિધ કલેશ શિર ઉપર પડતાં, પરમારથ ન વિચારેરે ॥જીવડા૦॥૭॥ ભરત અને બાહુબલી ભ્રાતા, જુંજયા રાજ રસ રંગે; કુશલ દીપ ગુરૂ રાજ પસાય, ગાવે દેવ ઉમંગેરે ॥ ॥જીવડા૦॥૮॥

## ॥ છઠ્ઠી અશુચિ ભાવના ॥

દોહા—સુંદરતનું પણ જે સદા, અશુચી ખાણ કહેવાય; જાસ દ્વાર વહેતાં રહે, સાથી રમ્ય મનાય ॥૧॥ લશણ પ્રસંગે કસ્તુરી સુરભિહીન ઝટ થાય; ગંદા તનુંના સંગથી, સરસ અશુભ થઈ જાય ॥૨॥

વીર જિનેશ્વર વિધિ શું ભાખીએ—એ દેશી.

છઠ્ઠી અશુચિ ભાવના ભાવિયે, કાયા અશુચિનું સ્થાનરે; નગરતણી જેમ ખાલ સદા વહે, ચેતન મોહે અજાનરે ॥ છઠ્ઠી૦॥૧॥ દ્વાદશ દ્વાર વહે નારીતણા, વહે નવ નરનાં સદાયરે દુર્ગંધિથીરે પૂરણ એ ભરી, તો પણ જન લલચાયરે ॥છઠ્ઠી૦॥ ॥૨॥ માંસ રૂધિર અસ્થિ વીરજ ત્વચા, મિંજમેદ સપ્ત ધાતરે; અશુચિ રૂપેરે વરતે કાયમાં, એ પ્રત્યક્ષ સુજ્ઞાતરે ॥છઠ્ઠી૦॥૩॥ રોમ રોમ પ્રતિ રોગ વસી રહ્યા, કાચનો કુંપો વિચારરે; પડિ ભાંગે કદિ નવ સંધાય તે, તેમ દેહ અવધારરે ॥છઠ્ઠી૦॥ ॥૪॥ નરક દ્વાર સમ નારી વર્ણવી, અશુચિ પૂર્ણ ભંડારરે; રાજધાની એ મન્મથરાયની, સમજે વિરલા સારરે ॥છઠ્ઠી૦॥૫॥ મોહે મુંઝાણા સવિ પ્રાણીઆ, રૂપે જેમ પતંગરે; બાહ્યરૂપે અવલોકી મદનવસે, ધારે અંતર રંગરે ॥છઠ્ઠી૦॥૬॥ જન્મ-

સ્થાનમાં રક્ત બની ગયો, પાનસ્થાનમાહિ રાચેરે; વિષયકષાય થકી વિરમે નહી, રાગ વસે જીવ નાચેરે ાાછઠ્ઠી૦ાા૭ાા રોગ ભરી નિજ કાયા નિરખતાં, બૂજ્યો સનતકુમારરે; કુશલદીપ ગુરૂનામ સ્મરણુ થકી, દેવને જય જયકારરે ાાછઠ્ઠી૦ાા૭ાા

## ાા સાતમી આશ્રવ ભાવના ાા

દોહા—વિષય કષાય પ્રમાદને, હિંસાદિક પરિણામ; બેંતાલીશ ભેદે કરી, આશ્રવ બંધ પ્રમાણુ ાા૧ાા પાપવાસના પંકમાં, ડુબ્યો જીવ સદાય; સંવર વિણુ સંસારના, જન્મ મરણુ નવ જાય ાા૨ાા

સહજાનંદીરે આતમા—એ દેશી.

સાતમી આશ્રવ ભાવના, પંચાશ્રવ દુ:ખકારરે, પાપનું ફલ વસમું ગણી, કીજે તસ પરિહારરે; કર્મવિપાક વિચારરે, ગુરૂગમથી મન ધારરે. શ્રીજિન વયણુ વિચારીએ ાા૧ાા જેથી આશ્રવ સંપજે, હિંસા મૃષા ભયકારરે; ચેતન ચિત્તમાંરે ચેતીયેં, અદત્ત ન લઇએ લગારરે; અબ્રહ્મ પરિગ્રહ વારરે, નરક તણુા એતો દ્વારરે. ાાશ્રીજિન૦ાા૨ાા પિષ્ટ કુકુટ વધને કરી, યશોધર બહુ દુ:ખ પાયરે; મૃષા થકી વસુ ભૂપતિ, સિધો નરકે સધાયરે. કોણુ કરે તસ સહાયરે, પાપે દુર્ગતિ જાયરે. ાાશ્રીજિન૦ાા૩ાા મંડીક સાત્યકી ભવ ભમ્યા, બ્રહ્મદત્ત નરકને દ્વારરે, વંછે સુખ સવિ જીવડા, દુ:ખ ન ચાહે લગારરે, હિંસા પાપ ભંડારરે, એથી દુ:ખનો ભારરે ાાશ્રીજિન૦ાા૪ાા રૂપે પતંગ રસના રસે, જાળે મીન મરાયરે, ગંધે ભ્રમર બંધન લહે, શબ્દે હરણુ હણુાયરે, સ્પર્શે હસ્તી બંધાયરે, ઇંદ્રિય સુખ દુખદાયરે. ાાશ્રીજિન૦ાા૫ાા પાંચેં ઈંદ્રિ વશ પડ્યા, પામે દુ:ખ અપારરે;

કુશલ દીપ ગુરૂ ગુણુ ભર્યા, દેવના તારણુહારરે, કરૂણા તણા અવતારરે, ભવિજન પરમ આધારરે ॥શ્રીજિન૦॥૬॥

## ॥ આઠમી સંવર ભાવના ॥

દોહા—આશ્રવ દ્વાર નિરોધતાં, જ્ઞાનાદિક ગુણુસાર; આરાધન અવિચલ મને, જે ભવોભવ સુખકાર. ॥૧॥ કષાયના ઉપશમ થકી, પ્રગટે સંવર ભાવ; પરમાતમ પદ પામવા, જાસ અનુપ પ્રભાવ ॥૨॥

આ ભવ રત્નચિંતામણિ સરીખો—એ દેશી.

આઠમી સંવર ભાવના ભાવો, આર્ત્ત રૌદ્ર દુર્ધ્યાનજી; ક્રોધ માન માયાને લોભ, તજીએ પાપ નિદાનજી ॥આઠમી૦॥૧॥ ક્ષાંતિ માર્દવ આર્જવ તુષ્ટિ, સુમતિ ગુપ્તિ અડ માતજી; શત્રુ મિત્ર સમભાવે નિરખો, રાખો મન અવદાતજી. ॥ આઠમી૦॥૨॥ જીવિત મરણુ લાભ નુકશાને, માન અને અપ- માનેજી; સુખ દુખના પડછાયા પડતાં, હર્ષ ખેદ ન માનેજી. ॥આઠમી૦॥૩॥ પંચેંદ્રિયને દમવા હેતે, ધર્મ શુકલ મન ધ્યાવેજી; શુભધ્યાને મનને વશ કરતાં, અનુભવ જ્યોત જગાવેજી. ॥આઠમી૦॥૪॥ સત્ય વચન નિત્ય મુખથી બોલે, પરધન પત્થર ધારેજી; મન્મથ બલ દમવા બખ્તર સમ, શીલ ધરે અવિકારેજી ॥આઠમી૦॥૫॥ પરિગ્રહ કે આરંભ ન ચાહે, ધર્મે દ્રઢ મન રાખેજી; કુશલ દીપ ગુરૂરાજના ચરણે, દેવધ્યાન રસ ચાખેજી. ॥આઠમી૦॥૬॥

## ॥ નવમી નિર્જરા ભાવના ॥

દોહા-તપતે ઔષધ રૂપ છે, ક્ષમારૂપ અનુપાન; કર્મ રોગ ઉન્મૂલવા, સેવો ભવિક સુજાન ॥૧॥ દ્રઢપ્રહારી આદિક

બહુ, તર્યા સાધુ સંસાર, કરી કર્મની નિર્જરા ઉપશમ સંવર સાર ॥૨॥

કર્મતણી ગતિ સાંભળો ॥ એ દેશી ॥

નવમી નિર્જર ભાવના, ભાવો ભવિયણ ભાવે રે; કર્મે-ધનને બાલવા, અગ્નિરૂપ બતાવે રે । જિનવચનામૃતપીજીએ ॥૧॥ બાર ભેદ છે તપતણા, બાહ્યભેદષટધાર રે; અભ્યંતર ષટ ભેદથી, ઉતારે ભવપાર રે ॥ જિન ॥૨॥ ખાધું પર્વત જેટલું, તેં પીધું જલધી નીર રે; તોય તૃપ્તિ વળી નહિં, કેમ પામીશ ભવતીરરે ॥જિન॥૩॥ બાહ્યાભ્યંતર શત્રુઓ, તપથી દુર થનારરે; પર્વત સમ અઘ ભેદવા, તપતે વજ્ર વિચારરે ॥જિન॥૪॥ સિદ્ધિ લબ્ધિ પ્રગટ હુવે, આતમ ઋદ્ધિ વિશેષરે; કર્મ સુદન વર્ધમાનથી, ન રહે કર્મનો લેશરે ॥જિન॥૫॥ કનકકેતુ ખંધક ધન્નો, નંદન સમ મુનિરાયરે; કુશલ દીપ ગુરૂ ભવજલ તર્યા, દેવ નમે તસ પાયરે ॥જિન॥૬॥

## ॥ દશમી લોકસ્વરૂપ ભાવના ॥

દોહા—મોહરાયની ફોજજે, કર્મ કટક કહેવાય; ધ્યાના નલને જ્ઞાનના, ગોળાથી ભેદાએ ॥૧॥ લોકસ્વરૂપ વિચારતાં, વસ્તુતત્ત્વ સમજાય; અદ્‌ભૂત હૃદય પ્રકાશથી, ભવભ્રમણ મિટ જાય ॥૨॥

ઈડર આંબા આંબલીરે ॥ એ દેશી ॥

લોક સ્વરૂપ દશમી કહી રે, ભાવના અતિ મનોહાર; ચૌદ રાજ પરિમાણથીરે, ઉર્ધ્વ પુરૂષ આકાર ॥ભવિકજનવીર-વચન અવધારા॥૧॥ કટિભાગે એકર રહ્યારે, પહોળા પાદપ્રમાણ; યોજનસંખ્યાતીતમાંરે, લોક ક્ષેત્ર પરિમાણ ॥ભવિકા॥૨॥

ધર્મ અધર્માદિક રહ્યારે, પૂર્ણ પંચાસ્તિ કાય; વરતે આપ સ્વભાવમારે, આદિ અંત ન થાય ાાભવિકાા૩ાા રંગમંડપ સમ લોકમાંરે; નાટક જીવકરંત; વેશ લીએ વિધવિધ પણેરે, નરસૂર રૂપ ધરંત ાાભવિકાા૪ાા નારક તિર્યંચ વેશમાંરે, ભમીઓ કાલ અનંત; દુખ સહ્યા બહુ ભાતીનારે, ભાખે શ્રીભગવંત ાાભવિકાા૫ાા ઉંચે સિદ્ધસિલા રહીરે, અવિનાશી સુખધામ; કુશલદીપગુરૂ બોધથીરે, **હેવદિલે** આરામ ાાભવિકાા૬ાા

## ાા અગીઆરમી બોધિદુર્લભ ભાવના ાા

દોહા—દાનાદિક તપ જપ ક્રિયા, જેથી સફલ ગણાય, શુદ્ધતત્ત્વ શ્રદ્ધા થકી, આ ભવ સિંધું તરાય ાા૧ાા મિથ્યાત્વે ઘેર્યો થકો, ભવમાં ભ્રમણ કરંત; બોધિ બીજ નિજ તેજથી, અંતર તિમિર હરંત ાા૨ાા

ઉંચા મંદિર માળીયાં ાા એદેશી ાા

બોધિદુર્લભ ભાવના, ભવિ અંતર ભાવો; દુર્લભ દશ દ્રષ્ટાંતથી, મલ્યો નરભવ આવો, ગયો સમય મલતો નથી, પ્રાણી જો જો વિચારી ાા૧ાા આરજ ક્ષેત્ર ઉત્તમ કુલે, પંચે-ન્દ્રિય તનુધારી; દેહનિરોગી પામીયો, કેમ જાય તું હારી ાાગયોાા૨ાા જિન શાસન અતિ દોહિલું, દુર્લભ ગુરૂ મુખ-વાણી; દુર્લભ શ્રીશ્રુત શ્રવણને; આદરવું મન આણી ાાગયોાા ાા૧ાા સદ્દહણા જિનધર્મની, બહુ દુર્લભ જાણો; ઉતરોત્તર એ સામગ્રી, બહુ પુણ્યે પ્રમાણો ાાગયોાા૪ાા ચિંતામણિ સમ સામગ્રિ, પામીને મત હારો, પારસમણિ સમ બોધિને, થીર હૃદયે ધારો ાાગયોાા૫ાા ગજ સાટે ખર કાંકરો, મણિ સાટે ન લીજે; બોધિ સુધાના પાનથી, ભવભ્રાંતિ હરીજે ાાગયોાા૬ાા

નટી ગીતથી બુઝીઓ, ક્ષુલક બોધિ સંભારે; કુશલ દીપ ગુરૂ પ્રેમથી, **દેવ**ભાવ વધારે ાાગયોાા૭ાા

## ાા બારમી ધર્મ ભાવના ાા

દોહા—દુર્ગતિ બંધ નિવારણો, સદ્ગતિ દાયક ધર્મ; શુદ્ધ મને આરાધતાં, જાવ દીએ શિવ શર્મ ાા૧ાા ભવનિધિ નાવ સમાન એ, ઉતારે ભવપાર, કુમતિ વાસના વારિને, ધર્મ-ભાવ ઉર ધાર ાા૨ાા

મારગદેશક મોક્ષનોરે ાાએ દેશીાા

બારમી ભાવના ભાવિએરે, ધર્મ એક જગસાર; ધર્મ-વિના ભવિ જીવડારે, રઝળે આસંસારરે ાાચેતનચેતીઓાા૧ાા ધર્મ વિના શરણુ નહિરે, દુખીઆ થાય અપાર; તિર્યંચનરક-ગતિ મહીરે, પડ્યા કરે પોકારરે ાાચેતનાા૨ાા અહારનિદ્રા ભય અનેરે, મૈથુન સરવે સમાન; પશુ કરતાં માનવ મહિં રે, ધર્મ અધિક સુવિધાનરે ાાચેતનાા૩ાા ધર્મ વિના જગ પ્રાણી-આરે, પશુઆ સમ રહેવાય; સુરતરૂ સમ જિનધર્મનેરે, ધરિએ ચાર પ્રકારરે ાાચેતનાા૪ાા જિનવચનામૃત સિંચતાંરે, બોધિબીજ ફલદાય; પંદરસે ત્રણ તાપસોરે, ભાવે કેવલપાયરે ાાચેતનાા૫ાા અર્જુનમાલી ભાવથીરે, સાધે આતમકાજ; કુશલ-દીપ ગુરૂરાજજીરે, **દેવ** તણા શિરતાજરે ાાચેતનાા૬ાા

## ાા તેરમી મૈત્રી ભાવના ાા

દોહા—પરહિત ચિંતનથી વધે, મૈત્રી ભાવ વિશાલ; તત્ત્વ વિચારે સુજ્ઞજન, આગમ અર્થ રસાલ ાા૧ાા વસ્તુ સ્વરૂપ વિચારતાં, શત્રુનકો જગમાંય; રાગ દ્વેષ પરિણામથી, ચેતન ગોથા ખાય ાા૨ાા

ધોબીડાતું ધોજે મનનું ધોતીયું રે ॥એ દેશી॥

**મૈત્રી ભાવના તેરમીરે, ભાવીએ હૃદય મઝારરે; જગત કુટુંબ કરી લેખવોરે, વૈર ન ધરીએ લગારરે ॥મૈત્રી॥૧॥** ગુણ વિવેક વધારીએરે, દોષ તજી ગુણધારરે; ક્ષીર નીરના ભેદથીરે, હંસનો ગુણ મનોહારરે ॥મૈત્રી॥૨॥ સર્વ જગતના જંતુઓરે, માત તાતને ભ્રાતરે; નારી સુત ભગિની પણેરે, વાર અનંતિ વિખ્યાતરે, ॥મૈત્રી॥૩॥ કુણ વૈરી કુણ બાંધવારે, સંબંધી સર્વ સમાનરે; આર્ત રૌદ્રને નિવારીએરે, ભાવો ન કલેશ નિદાનરે ॥મૈત્રી॥૪॥ કર્મ વશે બહુ પ્રાણીઓરે, શત્રુ મિત્ર પણે થાયરે; રાગ દ્વેષને ન પોષીએરે, શમરસગુણ સુખદાયરે ॥મૈત્રી॥૫॥ જિનવચનામૃત પાનથીરે, કરીએ કુમત વિનાશરે; કુશલ દીપ ગુરૂ બોધથીરે, દેવહૃદય સુપ્રકાશરે ॥મૈત્રી॥૬

## ॥ ચૌદમી કરૂણા ભાવના ॥

દોહા—મહા મોહ પંજર વિષે, જગતજીવ મુંઝાય; કર્મ વશ તે બાપડા, આમ તેમ અથડાય ॥૧॥ ક્રુર ધર્મ નિંદક સહુ, કરૂણા પાત્ર ગણાય; સજ્જનને તે ઉપરે, ઘટે ન ક્રોધ કદાય ॥૨॥

સ્વામિ સીમંધર વિનંતી ॥એ દેશી॥

ચૌદથી ભાવના ચિત્તધરો; ભવિક કરૂણા મનોહારરે; કર્મ વશ પ્રાણીઆ દુઃખ સહે; રડવડે ભીમ સંસારે ॥ચૌદમી॥ ॥૧॥ મોહની તીવ્ર મદિરા વશે, સત્વર થાય મતિ હીનરે; સુગુરૂ ઉપદેશ નવ સાંભળે, વિષય વાસે બને દીનરે ॥ચૌદમી॥ ॥૨॥ કુમત અજ્ઞાન ફંદે ફસ્યા, પ્રવચન પંથ ન સુહાયરે; પથ્ય અમૃત રસને તજી, વિષય વિષપાનને ચહાયરે ॥ચૌદમી॥

॥૩॥ ક્રોધ અનલે બને દગ્ધ તે, હૃદય મચ્છર વહે મૂઢરે; નરકતિર્યંચ દુખ પામતા; કિમ ધરે બોધિ ગુણ ગૂઢરે ॥ ॥ચૌદમી॥૪॥ મંદ મતિ પ્રાણી સંસારમાં, ભમત ન લહે ભવ અંતરે; સદ્ગુરૂ દેવ સેવે નહી, દેખી કરૂણા ઉપજંતરે ॥ ॥ચૌદમી॥૫॥ એમ કરૂણા સદા ભાવીએ, ધારીએ ક્રોધ નવ લેશરે; કુશલચંદ્રસૂરિની રેમથી, દીપને જ્ઞાન સુવિશેષરે, ॥ચૌદમી॥૬॥

## ॥ પંદરમી પ્રમોદ ભાવના ॥

દોહા.—પરગુણ અમૃત પાનથી, બનીયેં હૃષ્ટ સદાય; ધર્મવંત ગુણવંતને, દેખી દિલ હરખાય ॥૧॥ વિષય કષાય નિવારતાં, ધરતાં જિનવર ધ્યાન; ભાગ્યવંત તે ભવિજનના, નિત કરીએ ગુણગાન ॥૨॥

ભવિ તુમે વંદોરે સૂરીશ્વરગચ્છરાયા ॥એ દેશી॥

અભય સુપાત્ર અને અનુકંપા, દાનગુણે બહુ સોહે; સુકૃતના સંચયને કરતાં, દુરિતપંકને ધોએ ગુણિજન ગાવોરે, ॥પરમ પ્રમોદ વધારી॥૧॥ શીલસનાહ ધરે વડભાગી, મદનની ફોજ હઠાવે; નિર્વિકાર નિજગુણમાં વરતે, સુરનર તસ ગુણ ગાવે ॥ગુણિ॥૨॥ દ્વાદશ વિધ તપગુણથી રાજે; મન ઇન્દ્રિય વશ રાખે; વિવિધ લબ્ધિને તે પ્રગટાવે, જિનઆગમ રસ ચાખે ॥ગુણિ॥૩॥ નિર્મલ ભાવ ધરી સવિ કિરિયા, સાધે ધર્મઆચાર; શ્રદ્ધાવાસિતવ્રત અજુઆલે, શાસનના શણગાર ॥ગુણિ॥૪॥ સંયમ સમિતિ ગુપ્તિ ધારક, ચરણ કરણ અભિરામી; જ્ઞાનારાધક દુર્મતિ બાધક, શિવસુંદરીના કામી ॥ ॥ગુણિ॥૫॥ સુકૃત અને સમતાના સાગર, સંત મુનિ ગુણવંતા; કુશલ દીપ ગુણ ગૌરવ કરતાં, હેવ સદા જયવંતા ॥ગુણિ॥૬॥

## ॥ સોલમી માધ્યસ્થ ભાવના ॥

દોહા—ભિન્ન ભિન્ન કર્મે કરી, ભિન્ન ભિન્ન મતિ થાએ; ભિન્ન ભિન્ન સવિ જીવને, એહ કર્મનો ન્યાય ॥૧॥ શિષ્યાદિક પરિવાર તે, વરતે કદી અનુકૂલ; કદિ કર્મે વ્યાકુળ બને, વરતે તે પ્રતિકુળ ॥૨॥

સાંભળજો મુનિ સંયમરાગે—એ દેશી.

ભવિયણ સોલમી ભાવના ભાવો, મધ્યસ્થ ભાવ ઉદારરે; સમભાવે રહેતા નવ બાંધે, ચેતન બંધ પ્રકારરે. ॥ભવિ૦॥૧॥ જડમતિ પ્રવચન સુરતરૂ ત્યાગી, કુમત ખદિરને બાજેરે; દુર્ગતિના દુખથી નવ છૂટે, મદ અભિમાને ગાજેરે ॥ભવિ૦॥ ॥૨॥ કર્મ બહુલતાથી ન વિચારે, હિતશિક્ષા હિતકારીરે; તેહની ઉપર રોષ ન કીજે, મધ્યસ્થ વૃત્તિ ધારીરે ॥ભવિ૦॥ ॥૩॥ પુણ્ય વિના સત્પથ નવ સૂઝે, ધર્મભાવના નહિ આવેરે; પાપ ઉદયના પ્રબલ પ્રતાપે, મૂઢપણુ પ્રગટાવેરે ॥ભવિ૦॥૪॥ વંદકજન આવી ગુણ ગાવે, નિંદક નિંદા રચાવેરે; રાગદ્વેષ અંતર નવિ લાવે, સમરસ ભાવ જગાવેરે ॥ભવિ૦॥૫॥ એ અધ્યાતમ ગુણ અભિરામી, જેથી વરે શીવનારીરે; કુશલચંદ્ર સૂરિ સમતાધારી, દીપ દેવ હિતકારીરે ॥ભવિ૦॥૬॥

**કળશ**—ઇમ વીરવાણી ધરો પ્રાણી સરસ સ્વાદુ શેલડી; ભાવઠ ભંજન ભવવિહંદન જાણી અમૃત વેલડી; એ સોલ સારી હૈયે વિચારી ભાવના નિત ભાવજો, પૂર્ણ સંચીત કર્મ ધોવા ભાવ અમંદને લાવજો ॥૧॥ શ્રીગચ્છવડ તપતણા નાયક પાર્શ્વચંદ્ર સૂરીશ્વરા, નિગ્રંથ ધોરી બોધિદાયક કુશલચંદ્ર સૂરિવરા, તસ શિષ્ય દાખે શાસ્ત્ર શાખે દીપદેવ જગહિત ભણી, ભવિભાવે ભણજો, સદા ગણજો છે મોહનાશન દિનમણિ ॥૨॥



પ્રકાશક : મહેતા નાગરદાસ પ્રાગજીભાઇ, દોશીવાડાની પોળ—અમદાવાદ.

મુદ્રક : હીરાલાલ દેવચંદ શાહ, શારદા મુદ્રણાલય, પાનકોર નાકા—અમદાવાદ